# પ્રદીપ

ધૂમકેતુ

એક રૂપિયો બાર આના

સોલ એજન્ટ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
રીચી રોડ; અમદાવાદ.

## પ્રસ્તાવના [ પહેલી આવૃત્તિમાંથી ]

આ સંગ્રહમાં પ્રગટ થયેલી પહેલી ચાર વાતો જેને અંગ્રેજીમાં Tales કહે છે તે સ્વરૂપની છે. નવલિકા કે ટૂંકી વાર્તા, લાંબી ટૂંકી વાર્તા, લાંબી વાર્તા, અને નવલકથા–રંજનપ્રધાન લલિતવાઙ્મયના એ ચારે પ્રયોગ–વિષે આપણે ત્યાં ઘણું થોડું લખાયું છે. એટલે તેમનાં સ્પષ્ટ સ્વરૂપ અને શક્તિ—મર્યાદા વિષે શુદ્ધ વિવેચનની દૃષ્ટિએ કહેવા જેવું ઘણું છે; પણ કેવળ સર્જનસૃષ્ટિમાં આનંદ લેનાર એ દિશામાં પ્રયત્ન કરે એ સાહસ ગણાય. અને આંહીં તો વધુમાં અસ્થાને પણ ગણાય.

આ સંગ્રહમાં પ્રગટ થયેલી લાંબી વાતોમાંથી 'અનાથ બંધુ' ટોલ્સટોયની ચોખ્ખી અનુકૃતિ છે.

સામાજીક–કે કોઈ પણ પ્રકારના પ્રશ્નને સુંદર ઝીણવટ ભરી રીતે છેડવા માટે વાર્તાનું આ સ્વરૂપ વધારે યોગ્ય લાગે છે. તેમ જ બે કે ત્રણ પાત્રનું શુદ્ધ રીતે સાંગોપાંગ આલેખન કરવું હોય ત્યારે પણ આ સ્વરૂપ યોગ્ય માલુમ પડશે. કહેવાનો આશય એવો નથી કે એવા યોગ્ય સ્વરૂપની વાર્તાઓ આ સંગ્રહમાં છે; એ છે કે નથી તે લેખક પોતે ભાગ્યે જ જાણી શકે છે–શુદ્ધ કલાકાર છે માટે નહિ, પણ તેનામાં મનુષ્યની નબળાઈ હોવાથી, એને પણ પોતાની કૃતિની શક્તિ મર્યાદાનો સાચો ખ્યાલ ન આવી શકે માટે.

લાંબીવાર્તાનો વણાટ, નવલિકા જેટલો કુમાશ ભર્યો નથી હોતો અને ન જ હોય. નવલિકા, તુલસીરામાયણના સુંદર દુહા જેવી છે; એની ખૂબી એના સમગ્ર સુંદર સ્વરૂપમાં છે; એક જગાએથી એક મોતી ખરતાં છૂટું થઇ જાય એવું એ ભરતકામ

છે. લાંબીવાર્ત્તાનો સઘળો ઝોક તેના પ્રશ્ન કે વાતાવરણ અને પાત્ર બન્નેના સાથે સાથે થતા સુંદર વણાટમાં છે: નવલિકા ફુલછોડ જેવી છે; લાંબી વાર્ત્તા મેંદીની કાપેલી વાડ જેવી. નવલિકામાં કારીગરીને અવકાશ નથી. કારીગરી કદાચ વસ્તુને બગાડે. લાંબી વાર્ત્તામાં લેખક કારીગરીનો શણગાર કરી શકે. અને એ ઓપથી વસ્તુ વધારે સુંદર પણ લાગે. પરંતુ આવા સઘળા વિચારોને પણ ખરી રીતે આંહીં જગ્યા ન હોવી જોઈએ. સ્વતંત્ર વિવેચનગ્રંથમાં એ સઘળું શોભે.

ટૂંકીવાતો ને બે રેખાચિત્રો પણ આ સંગ્રહમાં આપ્યાં છે. રેખાચિત્રો ઉપરાંત તદ્દન ટૂંકી એવી નવલિકાઓ પણ આ સંગ્રહમાં છે. એને માટે નવું નામ પાડવાનું કોઇ સારા વિદ્વાન માટે રહેવા દઇને આંહીં તો, એનો પ્રયોગ કરી બતાવ્યો છે. અલબત એવી રીતનો એનો દેહ આપણે ત્યાં તો ઉપનિષદ્ જેટલો કે કદાચ વેદકાળ જેટલો જૂનો છે. છતાં હાલમાં તો એનું જે સ્વરૂપ પશ્ચિમના દેશોમાં છે તે જ માન્ય રાખીને તે પ્રમાણે Short—Short Story એ નામ સ્વીકારી પ્રયોગ કરી બતાવ્યો છે. એવી તદ્દન ટૂંકી વાતો માત્ર એક પ્રસંગમાં સમાપ્તિ પામે છે અને કદાચ એને કેવળ વર્ણન રૂપ જ બની જતાં વાર ન લાગે એવો નાજુક એનો ઘાટ છે.

આ પ્રમાણે આ સંગ્રહમાં-લાંબી વાતો, નવલિકાઓ, ટુંકી-ટૂંકીવાતો, પ્રસંગચિત્રો ને રેખચિત્રો એટલું જોઇ શકાશે. આશા છે કે બીજા સંગ્રહોની માફક ગુજરાત આ સંગ્રહને પણ અપનાવી લેશે.

## બીજી આવૃત્તિ પ્રસંગે

આ આવૃત્તિ પહેલી આવૃત્તિનું લગભગ પુનરાવર્તન છે. કાગળની અત્યંત મોંઘવારીને લીધે કિમ્મતમાં થોડો ફેરફાર કર્યો છે. બીજા ખાસ ફેરફાર કર્યા નથી. Short-Short Story માટે ટૂચકો શબ્દ પ્રચલિત થયો છે. વધારે સારા શબ્દના અભાવે એ ખોટો નથી, પણ મૂલ શબ્દનો પૂરેપૂરો ધ્વનિ આવે એવો શબ્દ હજી આવવો જોઈએ. ટૂચકામાં આપણને કાંઈક ઉણપ લાગે છે. જ્યારે Short—Short Story—ને કાંઈક વધારે કહેવાનું છે. અને એ એવી રીતે કહેવાનું જોઇએ કે એમાં ટૂચકાની વેધકતા હોય છતાં એ માત્ર ટૂચકો ન હોય. નવલકથા, નવલ [ લાંબી વાર્તા ] નવલિકા, અને Short-Short Story. છેલ્લા માટે કથનિકા શબ્દ ચાલે ? '**કથનિકા**' શબ્દને પરિચિતતાનો લાભ મળે તેમ છે. કથની—એ શબ્દ, અનુભવેલા કોઇ નાના પણ સ્મરણીય પ્રસંગ માટે ચાલુ વપરાશમાં તો છે જ. વળી 'કથાનિકા'—કહાણિઆ—એ કહાણીનાં પૂર્વ રૂપો જોતાં પણ કથનિકા યોગ્ય જણાય છે. કે પછી બૃહદ્‌નવલિકા, નવલિકા, અને લઘુ નવલિકા એ ક્રમ વધારે યોગ્ય ગણાય ? ઉપકથા કે આડકથા માટે વપરાતો '**પતાકા**' શબ્દ ચાલી શકે ખરો ?

ખાનપુર · અમદાવાદ
તા. ૧૦ : ૩ : ૪૨

ધૂમકેતુ

# અ નુ ક્ર મ

## કીર્તિનો મુગટ

એ વખતે હું દિલ્હીમાં જુમા મસ્જીદની પાસે જ એક ભાડાના મકાનમાં રહેતો હતો. મોગલોના ભૂતકાળના વૈભવ પર ધ્યાન ધરતા હજારો મુસલમાન જુમા મસ્જીદના પગથિયા પર પડયા પાથર્યા રહેતા. એમની વચ્ચે જઇને બેસવાની મને ટેવ હતી. એમનાં સુખ દુઃખ, આશા, અભિમાન અને આનંદ–લાગણીઓના બધા વ્યવહારને મેં રંગમાં ઉતાર્યા હતા. દિલ્હીના ખૂણે ખૂણા મારા ચિત્રોમાં મેં રજૂ કર્યા છે. કોઈકે જ દિલ્હીના ખૂણા ખાંચરા પર એવા પ્યારની દૃષ્ટિ ફેંકી હશે. ચાંદનીચોકથી માંડીને હુમાયુના મકબરા સુધીનું દિલ્હીનું બધું જીવન મારી પીંછીમાં સજીવન હતું. રસમાંથી ઘડી કાઢેલી મૂર્તિ હોય તેવી મારી સ્ત્રી–સાંજે, દિલ્હીના જીવનને કાગળ પર ઉતારીને હું પાછો ફરૂં ત્યારે, મારી રાહ જોતી ઉભી હોય. મારો સાત–આઠ વર્ષનો પુત્ર મારી રાહ જોતો હોય! મારી પીંછીને લડાવવા માટે મેં અનેક સુંદર સાંજ ઘરની બહાર ગાળી છે. સાથે બેસીને એવો શાંત સમય વાતોમાં ગાળવાની ઘરનાંની ઇચ્છાને ભાગ્યે જ પૂરી પાડી છે. આજ હવે એ સાંભરે છે ત્યારે ન જીવાએલા જીવનના પડછાયા મારી પાસેથી પસાર થતા જણાય છે. તો પણ અમારૂં ગરીબ ઘર સ્નેહની હૂંફવાળું અને સુખી હતું. રાતે અમે બન્ને સાથે જમવા બેસીએ,

ત્યારે વ્હાલસોઈ માતા તોફાની છોકરાને જેવા પ્યારથી જમાડે તેવા પ્યારથી સુભદ્રા મને જમાડતી. એને મન અમે બન્ને છોકરા હતા. જમ્યા પછી ઘડીભર અગાશીમાં સારંગી લઈને બેસતાં: સુભદ્રાએ એ કળા હાથ કરી હતી; ને જો કે હલક અને આલાપના શાસ્ત્રીય વમળમાં એ પડી ન હતી, તો પણ સારું ગાઈ શકતી.

દિલ્હીના ગણ્યા ગાંઠયા કલાના ઉપાસકોમાં સૌની જીભે મારું નામ પહેલું આવતું. હમણા–હમણામાં લખનૌ ખાતે ચિત્રકલાનું પ્રદર્શન થવાનું હતું. અને તેમાં ચિત્ર મોકલવા માટે હું તૈયારી કરી રહ્યો હતો. એક વખત હું દિલ્હી દરવાજાથી બહાર ફરવા નીકળી પડયો. ઘણે દૂર ચાલ્યો ગયો; શાહજહાનાબાદ વટાવ્યું; તઘલખાબાદ ગયું; અને રાયપિથોરાનો રાતા પથ્થરનો જૂનો ખોખડધજ કિલ્લો દેખાયો. લખનૌના પ્રદર્શનમાં શું મોકલવું એ ચિંતા જ મારા મનમાં ઘોળાઇ રહી હતી. અચાનક એક વિચાર વિજળીને વેગે પસાર થઇ ગયો. મધ્યયુગના દિલ્હીને સજીવન મૂકયું હોય તો?

મારા જીવનનું ધ્યેય હવે પછી એ વિચારને મૂર્ત-સ્વરુપ આપવામાં હતું; સજીવન દિલ્હી કેવું હોઇ શકે?... નીલમ: માણેક: પન્ના: અને ગુલાબની કળી જેવી પારદર્શક છીપથી ખીચોખીચ ભરેલા દિવાનેખાસના સંગેમરમર પર મૂર્તિમંત દિલ્હી રજુ કરવી–લાગણી મારફત રંગની ભાષામાં એને ઉતારવી–એ કામ કોઈ પણ કલાકારને એક જીવનભર ચાલે એટલું મહાન હતું. અને મારી સમક્ષ તો હતા માત્ર ત્રણ માસ–નેવું દિવસ!... સંયુક્તાનાં વિલાસ, રૂપ અને પવિત્રતા; જહાનારાનું તપ, નૂરજહાનનું સૌન્દર્ય, અર્જમંદ-

બાનુનું હૃદય, ગુલાબના અત્તરથી ભરેલા હોજ, મદભર યૌવન અનંત સમૃદ્ધિ અને અદ્ભુત વિલાસઃ દિલ્હીના જીવનમાં વિતેલા આવા આવા અનેક વિરોધી ભાવોને એક જ સ્ત્રીના ચહેરામાં પાથરવાં—અરેરે ! ગમે તેટલું કલાવિધાન હોય પણ આ શક્ય નથી. મારે માટે પ્રદર્શનમાં સ્થાન નથી. મેં નિરાશાની હાય મારીને પીંછી ફેંકી દીધીઃ રંગો ઢોળી નાખ્યાઃ મારા જીવનમાંથી જીવન સર્વસ્વ જેવો કલાનો પોષક અંશ ચાલ્યો ગયો. પ્રાણ વિનાનું ખોખું ફરે તેમ જમનાનાં કાળાં ભમ્મર પાણી જોતો હું તેના કાંઠા પર ફર્યા કરતો. એક વખત મેં સુભદ્રાને દિલ્હીરૂપે ઉતારવાનો વિચાર કર્યો. પણ રસભરેલા એના મોં ઉપર માત્ર નિર્મળ આંખો હતીઃ યૌવનના તનમનાટને બદલે, સંતોષી ગૃહિણીના ભાવો હતાઃ સુભદ્રામાં વિલાસની છાયા મળે નહિ, અને દિલ્હીના રંગ-મહાલમાં તો હીનાના રંગ ભરેલી પાની મેઘધનુષરંગી આરસ પર ચાલી હશે ! . . . એ વિચાર જ અશક્ય હતો. દિલ્હીનો પહેલો ચિત્રકાર પોતાનો મુગટ ડગતો જોઈ રડયો. પણ રૂદનમાંથી જન્મેલી નિરાશા જ એના ભાગ્યમાં હતી.

એક વખત તે નિરાશ બનીને પાછો ફરી રહ્યો હતો. તેના ગરીબ જીવનમાં લક્ષ્મી કોઈ દિવસ પ્રસન્ન થઈ ન હતીઃ અને કીર્તિ હાથતાળી દઈને નાસી જવાની તૈયારીમાં હતી. લથડતે પગે તે પાછો ફરી રહ્યો હતો. સામેથી એક સાઇકલ વાળાએ ટોકરી વગાડી તેને જાગૃત કર્યોઃ તે પાછો હઠવા ગયો, પણ પાછળ ટપાવાળાએ મહેનતથી રોકેલો ઘોડો હડે ચડયો હતો. એક તરફ ફરવા જતાં જ મોટરનું ભૂંગળું વાગ્યું, ને કંઈ નિશ્ચય કરે તે પહેલાં, મોટરના ધક્કાથી તે

જમીન પર પડયો. હારેલું હૃદય વગર ઇજાએ જ માંદું હતું, તે વધારે જોરથી ધબકવા માંડયું: ને તેના માથામાં ઠીકઠીક લાગ્યું. છેક સાંજે તે ભાનમાં આવ્યો ત્યારે એક વિશાળ મકાનમાં ખાટલા પર પડયો હતો: બે જણ—એક સ્ત્રી અને પુરુષ—તેની પાસે ઉભાં રહી ધીમેથી વાતો કરતાં હતાં. તેણે કાંઇક જેવું તેવું સાંભળ્યું: વધારે સાંભળવાની શક્તિ હતી નહિ: પણ જરા તેની ઉઘડેલી આંખ ફરી મીંચાણી ત્યારે તેણે જરાતરા સાંભળેલા શબ્દોની યાદીથી તેનું મોં ઉંઘમાં પણ મલકતું હતું:

'તમને ખબર નથી?'. . . તેની પાસે હાજર રહેલ બે જણમાંથી, સ્ત્રીનો કોમળ સ્વર આવ્યો: 'તમને ખબર નથી? દિલ્હીનો—વધુ કહો તો હિન્દુસ્તાનનો—પ્રખ્યાત ચિત્રકાર ચંદ્રમોહન!'

'એમ કે?' પુરૂષે જવાબ વાળ્યો. તેના જવાબમાં ચોખ્ખું અજ્ઞાન અને બેદરકારી ભર્યાં હતાં.

તે જ વખતે બારણા પર એક ધીમો ટકોરો થયો. બહુ ધીરજથી પેલી સ્ત્રીએ બારણું ખોલી, આવનારને અંદર લીધાં. આવનાર સ્ત્રી હતી અને તેની સાથે એક રૂપાળો છોકરો હતો.

તેણે આવતાં વેત જ પૂછ્યું: 'સૂતા છે? ઉંઘે છે?' . . . જવાબ મળે તે પહેલાં આવનાર સ્ત્રી દર્દીના ખાટલા તરફ આગળ વધી.

'બેન! બહુ ધીરજથી હો!' . . . પેલી સ્ત્રીએ કહ્યું.

પુરૂષે માત્ર નાકપર આંગળી ધરી છાના રહેવા સૂચના કરી. છોકરો તેની માના કાનમાં બોલ્યો: 'બા! મારા

બાપુ તો ઉંઘમાં હસે છે જો!' એટલા દુઃખમાં સુભદ્રાને આ શબ્દો અમૃત જેવા લાગ્યા. તેણે ખાટલા તરફ જોયું તો— પોતાનો મુગટ સરે છે એ વાત ભૂલી ગયો હોય તેમ—ચિત્રકાર ભવિષ્યના સ્વપ્નાં ખડાં કરી સ્મિત કરતો લાગ્યો! પેલી સ્ત્રીએ સુભદ્રાને પાસેના ખંડમાં લીધી. બન્ને બેઠાં કે તરત જ તેણે વાત ઉપાડી: 'બીવા જેવું નથી. સાધારણ ઈજા છે.'

'તમે . . . તમને કેમ લાગે છે? . . . સાજા થઈ જાશે જટ?'

'હા.'

'તમે—આંહીં . . .'

'આ ધર્માદા દવાખાનામાં હું નર્સ છું. ચંદ્રમોહનને મેં જ રસ્તામાં ઓળખીને એકદમ સારવાર માટે આંહીં સગવડ કરી—અને તમને સમાચાર કહેવરાવ્યા. હું તમારી પાડોશમાં રહું છું એ તમને ખબર નહિ હોય!'

'અમારી જ પાડોશમાં? ના! તમારૂં નામ?'

નર્સ જરા મીઠું હસી: 'મારું નામ લજ્જાવતી!'

સુભદ્રાના મનમાં તો ચંદ્રમોહનની તબિયતના જ બધા વિચારો ઘોળાયા કરતા હતા. છતાં નર્સની બોલવાની મીઠાશ અને મોહક સ્મિત એને આકર્ષક લાગ્યાં.

'બેન! તમે—તમારા જેવું ભાગ્ય કોઈકનું જ હશે. સારું દિલ્હી ચંદમોહનની રંગની મિલાવટ પર આફરીન છે. એનાં ઘણાં ચિત્રોને તો જાણે જોયા જ કરીએ, જાણે જોયા જ કરીએ એમ થાય છે. તમને એનું કયું ચિત્ર સૌથી વધારે પસંદ પડયું?'

સુભદ્રા જરાક ગુંચવાણી: 'મને? મને તો એમા

સજીવન દેહ જેવું બીજું એકે ચિત્ર લાગ્યું નથી!'

નર્સ હસી: 'હાં! હાં! એ તો છે જ. પણ મને તો એનું 'નિરાશાનાં આંસુ' એ સૌથી સારું લાગ્યું. પેલી સ્ત્રીના મોં પર—કેટલા અકળિત ભાવો પાથર્યા છે. અને—'

પાસેના ખંડમાંથી લોઢાના પલંગનો જરા જેવો અવાજ સુભદ્રાએ પકડી લીધો.

'પડખું ફર્યા કે નહિ?' તે તરત બોલી ઉઠી.

નર્સ હસતી હસતી ઉભી થઈ ને બારણાની પાસે જઇ, જરાક ઉઘાડી તડમાંથી અંદરના ખંડમાં જોવા લાગી. ચિત્રકાર તો હજી ઘસઘસાટ ઉંઘતો હતો. તેની પાસેનો કોઈ દર્દી જાગીને પડખું ફરી સૂઇ ગયો લાગ્યો.

નર્સે ધીમેથી બારણું અટકાવ્યું. પણ એક નાનો રૂપાળો હાથ વચ્ચે આવ્યો હતો. તેણે નીચા નમીને ધીમેથી હાથ ઉપાડયો. છોકરો જોવામાં તલ્લીન હતો, તેણે નર્સને ધીમેથી પૂછ્યું; 'જાગ્યા નથી કાં?'

'ના.'

છોકરો સુભદ્રા પાસે દોડી ગયો. ને પોતે પણ આજે ધીમે ધીમે બોલવામાં જ, કાંઈ બહુ ઉપયોગી કામ કરી રહ્યો હોય તેમ એક હાથે સુભદ્રાનું ગળું પકડીને કાનમાં બોલ્યો: 'હજી જાગ્યા નથી.'

એટલામાં નર્સ પણ આવી, તેણે પોતાની જગ્યાએ બેસતાં બેસતાં છોકરાને પૂછ્યું: 'તારૂં નામ શું?'

છોકરો હસીને માના ખોળામાં મોં છૂપાવી ગયો. સુભદ્રાએ તેના વાંસા પર હાથ મૂકયો: 'નામ તો કહે, બોલ તો ખરો, તારું નામ શુ?'

છોકરે ઉંચુ જોયા વિના જ જવાબ વાળ્યો: ‘ અનંગ.’

‘ એમ ! ત્યારે તો તું લુચ્ચા, ભારે તોફાન મચાવશે ! ’ એટલું બોલીને નર્સ ગંભીર બની ગઈ.

‘ બેન ! ઉંઘે એ તો સારૂં કાં ? દુઃખ કળાય નહિ ને આરામ થઈ જાય ! ’

‘ હા. ’ નર્સે જવાબ વાળ્યો.

સુભદ્રા આવા પ્રખ્યાત ચિત્રકાળની સ્ત્રી થઈ, તેનાં ચિત્રો વિષે કાંઇ ન જાણે એ નર્સને અયોગ્ય લાગ્યું. સુભદ્રાની સાદાઈ ઉપર એ મનમા હસી રહી હતી: છોકરાનું નામ તો તેણે સહજ જ પૂછ્યું હતું પણ નામ સાંભળ્યા પછી, એ નામની અસર વિજળીના આંચકાની માફક સારૂં શરીર વિંધી ગઇ. નર્સ મનમાં એક જ વિચાર કરી રહી હતી: ‘ આ અયોગ્ય સંબંધ ન કહેવાય ? ચિત્રકારની સૃષ્ટિ પોતે વખાણે છે માટે પોતે જ ખરી રીતે તો યોગ્ય ’ . . . વગેરે વગેરે તરંગો ઉપર તેનું મન ચડયું હતું.

‘ હમણાં કોઈ નવું ચિત્ર કરે છે ? . . . નર્સે પાછી વાત ઉપાડી.

‘ હા, કાંઈક કરે છે ખરા. ’

‘ એક દિવસ—એમનો—‘ સ્ટુડીઓ ’ જોવા આવવું છે ! ’

‘ હં, હવે તો પાડોશમાં છો તે આવજો ને, એ દિવસ પહેલાં જ બોલ્યા હતા કે મને શેવ ખાવાનું મન થયું છે. આજે જ વણુવી હતી. તમને વણતાં આવડે છે ? ’

નર્સ કટાક્ષભર્યું હસી: ‘ ના ! ’

‘ ત્યારે તો તમે ચાળજો. ’

‘ ભલે, અને પછી એનો ‘ સ્ટુડીઓ ’ જોઈશ ! ’

'એનો 'રઢુડીઓ' તો બહુ હૂંફવાળો છેઃ એના શરીરને સંભાળતાં જેટલો આનંદ આવે છે, તેટલો આનંદ, એ કામ કરતા હોય ને પાસે બેસીએ ત્યારે પણ આવે છે! જાણે આપણે પાસે બેઠા જ રહીએઃ જોયા જ કરીએ—વખાણ્યા જ કરીએ. ક્યારેક તો માત્ર પ્રાણ મૂકવો બાકી રહે એવાં ચિત્ર કરે છે, ત્યારે તો . . . ઇશ્વરમાં ને એનામાં શું ફેર છે એ જ કળાતું નથી!'

'જુઓ! હવે સાચું બોલ્યાં કે? તમને કયું ચિત્ર સારૂં લાગ્યું છે?'

'મને? મેં કીધું ને. બાકી તો એનું એક ચિત્ર બીજાથી જુદું પાડવાની મારી શક્તિ નથી. મને તો એ બધાં સારાં લાગે છે. એનો કામનો થાક ભૂલાવી દેવો ને એને પ્રેમથી સાચવવા આ બે જ કામ મેં મારાં કરી રાખ્યાં છે!'

નર્સ મનમાં જ હસીઃ 'સાચવવા! . . . ચિત્રકાર આની સાથે પોતાના ચિત્રોની શી વાત કરે?—અને તેના મોં પરથી વિજયનું કે અભિમાનનું સ્મિત ફરકીને ચાલ્યું ગયું.

એકાદ અઠવાડિયામાં ચંદ્રમોહન તો તદ્દન સાજો થઈ ગયો. આવતી કાલે તે પોતાને ઘેર જવાનો હતો. આજે નર્સ તેને ઔષધ આપી રહી હતીઃ અને તેની સાથે હરતાં ફરતાં વાતો કરતી હતી. આઠ દિવસમાં એવા ઘણા પ્રસંગો બન્યા હતા, કે જ્યારે બન્નેની આંખ મળીને થોડીવાર થોભી ગઈ હોય! ચિત્રકારને લજ્જાવતી સજીવન દિલ્હીના ચિત્રવિધાનમાં મૂકવાની લાગણી થઈ હતી. લજ્જાવતીને આવા પ્રખ્યાત ચિત્રકાર સાથે ભાવનાસૃષ્ટિમાં રમવાનો અભિલાષ જાગ્યો હતો. નર્સની વાતો પરથી એને ચિત્રકલાનો

શોખ છે, એ ચંદ્રમોહનને ખબર પડી હતી. આજે તેણે સહજ જ પૂછ્યું:

'મારૂં કયું ચિત્ર તમને સૌથી વધારે પસંદ પડ્યું છે?'

'મને?... લજ્જાવતીએ મોં મલકાવ્યું. 'હું કાંઈ કલાની ખરી કદર કરી શકું એટલી વિદ્વાન નથી, પણ—'નિરાશાનાં આંસુ'—એ સુંદર છે.'

'ઘણા એને સરસ માને છે. જો કે મારો પક્ષપાત—'આશાના કિરણ'—ઉપર છે.'

ત્યાર પછી બીજે દિવસે ચન્દ્રમોહન ઘેર આવ્યો. હવે લજ્જાવતીને એના ઘરમાં આવવા જવાનો, બેસવાનો, વાતોચીતો કરવાનો હક્ક પ્રાપ્ત થયો હતો. લજ્જાવતી પણ એ હક્ક બરાબર ભોગવતી. ધીમે ધીમે પરિચય વધતો ગયો.



રાતના નવ થયા હશે. અત્યારસુધી હું, લજ્જાવતી સુભદ્રા અને અનંગ સૌ બેઠાં હતાં. હોસ્પીટલમાંથી આવ્યા પછી લજ્જાવતી હમેશાં સાંજે અમારે ત્યાં આવતી: અમે બન્ને ચિત્રકળાની સૃષ્ટિ વિષે વાતોએ ચડતાં. વચ્ચે વચ્ચે સુભદ્રા ટીકા પૂરતી. આજે સુભદ્રા જરા અસ્વસ્થ હતી એટલે થોડીવાર પછી બેઠી થઈ ગઈ ને સૂઈ ગઇ. પાસેના ખંડમાં અનંગ પણ સૂઈ ગયો હતો. અમે બન્ને અગાશીમાં બેઠાં હતાં. લજ્જાવતી ચિત્રપરીક્ષામાં જે શક્તિ દર્શાવી રહી હતી તેનાથી હું મ્હાત થયો હતો: સુંદર બોલનારી તરીકે, મધુર અભિનય કરનાર તરીકે અને કલાતત્ત્વનો પરિચય રાખનાર તરીકે, તેની તેજસ્વી બુદ્ધિ જોઇ, મને ઘડીભર સુભદ્રા નિસ્તેજ લાગી હતી. આજે લજ્જાવતી ખાસ ખીલી હતી. તેણે સમુદ્રના

તરંગ જેવો આછો આસ્માની સાળુ પહેર્યો હતોઃ મોટા ઘેરાવદાર રેશમી બૂટાવાળા ફુલગુલાબી ઘાઘરા ઉપર તે પથરાઈ રહ્યો હતોઃ આજે તેણે મીઠ્ઠાપીળા રંગની અતલસનું કાપડું પહેર્યું હતુંઃ અને માથા ઉપર સેંથીની બન્ને બાજુએ, મુગલાણીની જેમ મોતીની સેર લટકતી રાખી હતી. શોખથી નાકમાં પાણીદાર મોતીનું બુલાખ પણ પહેર્યું હતું. એમ અરધી હિંદવાણી ને અરધી મુગલાણી બનીને તે બેઠી હતી. આકાશમાં શુદ આઠમનો ચાંદો ખીલ્યો હતોઃ ને નીચે લટાર મારવા નીકળેલ કોઇ કોઇ રસિયા જીવ,

'મેરી જાં ચાંદ બનબન ક્યું ચમકતે હૈ સિતારો મેં!...' એમ ધૂનમાં ને ધૂનમાં ગાતા ચાલ્યા જતા હતા. હું લજ્જાવતી સામે જોઇ રહ્યો. તે મારી સામું જોઈ રહી.

'શું જુઓ છો?' તેણે એક તીરછી દૃષ્ટિ સુભદ્રાના ખંડ ભણી નજર નાખતા કહ્યું.

'બીજું કાંઈ નહિ. લજ્જાવતી! તમે જેમ બેઠાં છો એમ જ બેઠાં રહેશો?'

અગાશીમાં ચારે તરફ પથ્થરની બેઠક હતી અને લજ્જાવતી તેના ઉપર સૂઈને હાથપર માથું ટકાવી જરા આડી થઇ હતી. લાંબો કરેલો એક પગ બેઠકની ઉપર હતો ને બીજો પગ બેઠકની નીચે લટકતો હતોઃ તેની પાની પર અળતાના જેવો મોહક રંગનો ચળકાટ હતો.

મેં કીધું તે સાંભળીને લજ્જાવતી ફીક્કી પડી ગઈ. મેં તે ફેરફાર જોયોઃ 'કેમ ગભરાયાં કે શું?'

'ના, પણ મારી કિમ્મત તમારે મન એક 'મોડેલ' જેટલી જ છે નાં?'

'મોડેલ' જ ? જે આદર્શને મૂર્ત સ્વરૂપ આપવા આજે દિવસો થયાં હું યત્ન કરું છું તે આદર્શ તમારા સ્વરૂપમાં સચવાઇ રહ્યો છે. નકલ કરવા દો તો હું 'મધ્યયુગના દિલ્હી' ને મૂર્ત કરૂં !'

'મધ્યયુગનું દિલ્હી !'—લજ્જાવતી હસી, પણ એ હાસ્ય સંતોષની ચોખ્ખી નિશાની જેવું હતું—' મારામાં એવું શું છે ? મધ્યયુગના દિલ્હીનું અદ્ભુત રસજીવન ક્યાં અને હું ક્યાં ?'

ચિત્રકારે ચિત્રપટ હાથમાં લઈ, રેખામૂર્તિ દોરવાની શરૂઆત કરી દીધી. તે દિવસ ચિત્રકાર મોડેથી ઉઠયો ત્યારે પોતાના ચિત્રપટ પર લજ્જાવતીની દેહલતાને રેખાચિત્રમાં ઉતારી રહ્યો હતો. દરેકે દરેક રેખામાં પ્રાણ મૂકવા પોતાનાથી બનતું કરી ચૂક્યો હતો.

લજ્જાવતી ઉઠી ત્યારે થાકી ગઈ હતી. તેની આંખ ઘેરાતી હતી. તે લથડતે પગે ઘર તરફ ચાલી. ચિત્રકાર તેને દાદર સુધી વળાવી આવ્યો.

'કાલે પણ—હવે આજ વખતે આવશો કે ?'

તેણે ચિત્રકાર તરફ જોયું: એક તીરછી દૃષ્ટિથી તેને વીંધ્યો.

'તમને ચિત્રસૃષ્ટિ સિવાયની દુનિયા જડ લાગે છે શું ?' ચિત્રકાર મીઠું હસ્યો: 'મારૂં એ જ ધ્યેય છે નાં ?'

તે નીચે ઉતરી ગઇ. પાછળથી ચિત્રકારે બૂમ પાડી. 'કેમ ?' તે પાછી વળી.

'એક કહેવાનું રહી ગયું. કપડાં પણ આ જ રાખવાનાં હો !'

તે જરાક હસી: 'ભલે; અને ઝીક સતારાની ઓઢણી ઓઢું તો ?'

'આહ ! તો તો કમાલ થાય. જાણે ઘેરા આસ્માનમાં તારા ઉગી નીકળ્યા !

તે હસતી હસતી ચાલી ગઈ.

બીજે દિવસે લજ્જાવતી એ જ કપડાં પહેરીને હાજર થઈ હતી: પછી તો એ ક્રમ સુભદ્રાની હાજરીમાં કે ગેરહાજરીમાં દિવસે કે રાતે, અનુકૂળતા પ્રમાણે નિત્યનો ગોઠવાયો. ચિત્રકાર એને રેખામાં ઉતારતો હતો: અને હર પળે તેની દેહલતામાં વધારે ને વધારે તલ્લીન થતો હતો: તેનાથી વધારે ને વધારે ખેંચાતો હતો. દરેક રેખા દોરતાં લજ્જાવતીનું સૌંદર્ય પ્રકાશી ઉઠતું હતું. તેને આ ચિત્ર મારફત . . . . અદ્વિતીય ચિત્રકાર થવું હતું. લજ્જાવતીની વિચાર સમૃદ્ધિ પણ તેને આકર્ષી રહી હતી. આમ દરેક પળે ચિત્રકાર લજ્જાવતીનો થતો જતો હતો. હવે તેને સુભદ્રાની તદ્દન જ સીધી વાત—'વાહ ! આ બાઈ નમણી છે !'—ચિત્રની આટલી જ પરીક્ષા—ખૂંચવા લાગી. સુભદ્રા તેની આટલી વાત કળી ગઈ. પણ ચિત્રકારને તો લખનૌના પ્રદર્શનની લગની હતી, અને લજ્જાવતીના 'મોડેલ' પરથી તો તે કમાલ કામ કરી રહ્યો હતો.

એનું ધ્યાન સુભદ્રા તરફ હતું જ નહિ: બીજી તરફ લજ્જાવતીના 'વ્યંગ' સુભદ્રાની સાદાઈને લીધે વધતા હતા: કેટલાંક મનુષ્યો ખોરાક પર જીવે છે: કેટલાંક સ્નેહ પર. સુભદ્રાને મન ચિત્રકાર દેવ જેવો હતો. તેને જોઈને એના અંગેઅંગમાં રસ પૂરાતો. આજ હવે લજ્જાવતી ને ચિત્રકાર તેને

ન સમજાય તેવી વાતો રસપૂર્વક કરે છે: કેટલાંક ચિત્રો પર બન્ને થંભી જાય છે: અને તેમની નસેનસમાં પ્રાણ જુએ છે. પણ સાદી શ્રદ્ધા ભરી સુભદ્રા—આમાં કાંઈ નથી સમજાતું ત્યારે—'અહાહા! આમાં તો તમારે પ્રાણ મૂકવો જ બાકી છે!'—એટલું બોલીને મૌન રહે છે!—એની ટીકા પર લજ્જાવતી હસે છે. ચિત્રકાર કાંઈ બોલતો નથી, પણ મનમાં મૂંઝાય છે. સુભદ્રાનું શ્રદ્ધાનું ઝરણ નથી સૂકાતું પણ જીવન સૂકાય છે! બુદ્ધિના ચમત્કારથી બે હૃદય જુદાં પડવાનો પ્રસંગ ઉભો થાય છે.

અંતે ચિત્ર સંપૂર્ણ થયું. ચિત્રકારે છેલ્લામાં છેલ્લો હાથ ફેરવી તેને મૂકી દીધું. પણ તે દરમ્યાન તો તેણે ઘણું ગૂમાવ્યું હતું: સુભદ્રાની શ્રદ્ધાનો એના જીવનમાં સમાસ હતો પણ બહુ જ ઓછો. લજ્જાવતીના બુદ્ધિવાદે ને ચાતુરીએ તેને પોતાનો કર્યો હતો. 'આટલી ચતુર સ્ત્રી' એ વિચારમાં 'આવી સાદી સ્ત્રી' એ વિચાર જ ભૂલાઈ ગયો: જે દિવસે ચિત્ર પૂરું થયું, તે દિવસે તે ધીમેથી લજ્જાવતી તરફ ફર્યો. લજ્જાવતી અર્ધમીંચ્યાં નયને તેને જોઈ રહી હતી. તેણે તેને આવતો જોયો પણ તે હાલી નહિ. ચંદ્રમોહને, અચાનક, તેનો હાથ પકડયો: 'લજ્જાવતી! જાગો છો? પૂરું થયું!' વધારે છૂટ લેવાનું આમંત્રણ આપતી હોય તેમ તે પ્રોત્સાહન ભર્યું મીઠું હસી. આવેશથી ધકેલાયો હોય તેમ તે નીચે વળ્યો: તેના કપાળ પરથી થોડા બાલ પણ ખસેડયા. લજ્જાવતી બેદરકાર ભરેલી રીતે હસી. અને તે ચંદ્રમોહનને પાસે બેસારવા માટે જરા પાછી હઠી.

તે જ વખતે શ્રદ્ધા સ્નેહમાં રડે એવો એકલા નિર્મળ

આત્માનો અવાજ સંભળાયો : ' હવે તમે સૂઈ જાઓને ! એક થયો . . . . સમજ્યા ? '

લજ્જાવતી જવા માટે સફાળી બેઠી થઈ ગઈ. ચંદ્રમોહન ઉભો થયો, ' હા. હું આવું છું. ' એટલું બોલીને લજ્જાવતીને દાદર સુધી વળાવા ગયો.

' કાલે તમે આવશો ? ' . . . ચંદ્રમોહન બોલ્યો.

' હવે ? આવીને શું કરું ? '

' લખનૌની તૈયારી ! તમે પણ આવોને ! પ્રદર્શનમાં લગભગ બધા ચિત્રકારોની કૃતિઓ આવશે. '

ચિત્રકાર લજ્જાવતીનો બની ગયો હતો. લજ્જાવતીએ આજે એ સ્પષ્ટ જોયું.

તે ઘેર પહોંચી ત્યારે ફરીને વિજયમાં કે અભિમાનમાં તે હસી રહી હતી ! પ્રતિભાશાળી પુરૂષને હરાવવો, એ સ્ત્રી જીવનનો છાનામાંછાનો મીઠો અભિલાષ છે. આજે લજ્જાવતીનો એ અભિલાષ તૃપ્ત થયો હતો.



લખનૌના પ્રદર્શનમાં અનેક પ્રકૃતિનાં મનુષ્યો આવી રહ્યાં હતાં. પ્રખ્યાતમાં પ્રખ્યાત ચિત્રકારોની સુંદરમાં સુંદર કૃતિઓ રજુ થઇ હતી : ' આશાનો છેલ્લો દોર ! ' હમેશનું ચિત્ર . . . ' કૃષ્ણ કનૈયો ! ' અંધની લાકડી ! ' ' તોફાની દરિયો ' ' ભવાંનીનાં દર્શને ' ' ઉજ્જવલ સ્વપ્ન '—આ અને આવાં અનેક ચિત્રો રજુ થયાં હતાં પણ જે રંગની મિલાવટ ને માધુર્ય ' મધ્યયુગના દિલ્હી ' માં હતું તે ક્યાંય મળે નહિ ! એકી અવાજે સૌ બોલવા લાગ્યા કે આ પીછીમાં ઈશ્વરીપ્રસાદ છે !

રેખા રંગ ને ધ્વનિ ત્રણેનો, સૌન્દર્ય સાધન ને શક્તિ જેવો વિરલ યોગ એ ચિત્રમાં જામ્યો હતો. એ ચિત્રમાં ચિત્રકારે ન આપવાનો સંયમ કેળવીને જ ઘણું આપ્યું હતું.

શુદ્ધસંગેમરમરની ભૂરા આસ્માની રંગની ભોં પર, ચંદ્રમોહને, મેઘધનુષના જુદા જુદા રંગોમાં દીવાને ખાસનાં ફૂલ મૂક્યાં હતાં: ચંદનનાં સુગંધી મહેલ પર ચાંદની ઝમે, તેમ રંગોની મિલાવટને લીધે આખા ચિત્રમાંથી એક જાતની શીતળતા ઝરતી હતી: આંખ ઠરે તે પહેલાં આત્મા ઠરે, એટલો પ્રાણ દરેકે દરેક રેખામાં ભર્યો હતો: દૂર દૂર ગંગા જમનાનાં કાળાં ભૂરાં પાણી દેખાતાં હતાં: તાજ-મહાલનો ઘુમ્મટ ને મયૂરાસન આછી છાયા જેવા લાગતાં હતાં: ને તેવી અનેક છાયાની નીચે વિલાસવતી તેજસ્વી, મધુર, ખિન્ન અને દુઃખભર્યું કરુણ હસની, એક જુવાન સ્ત્રી સૂતી હતી–બસ ચિત્રકારે એ ચહેરો મૂકવામાં કમાલ કરી હતી!–જોતાં ન ધરાય કે ન આંખને જૂનો લાગે એવો અમરયૌવનનો એ ચહેરો હતો! . . .

અને ચંદ્રમોહનને પહેલું ઈનામ મળ્યું. સૌએ તેને કીર્તિનો કળશ ચઢાવ્યો.

બધા ચિત્રકારોએ અને પ્રદર્શનના અન્ય ગૃહસ્થોએ સાથે મળી તેને માનપત્ર સ્વીકારવા આમંત્રણ આપ્યું. ચિત્રકાર પોતાની પ્રિયતમા જેવી લજ્જાવતી સાથે ત્યાં જવા ઉપડયો.

સુભદ્રાને આ ખૂંચ્યું. તેણે કહ્યું 'હું સાથે ન આવું?' . .

'તું? તને શી સમજણ પડશે. ત્યાં કાંઈ છે નહિ.'

'પણ તમારી મોટાઈ જોઇને રાચવાનો મને લ્હાવો

મળશે.' ચિત્રકારથી ના ન પડાઈ. સૌ ગયાં. પણ તેને વારંવાર લાગતું હતું કે સુભદ્રાથી પોતે ઉઘાડો પડી જશે. સૌ બેઠાં હતાં, ત્યાં પાસે એક પારસી બાઇ ચશ્માં ચડાવીને બેઠી હતી. તે સુભદ્રાની પાસે સરી. 'ટૂહમે મી. ચંદ્રમોહનનાં 'વાઈફ' થાવ છ? . . .

સુભદ્રાએ ડોકું ધૂણાવીને હા પાડી.

સભામાં માનપત્ર વંચાવું શરૂ થયું હતું.

પારસણે વળી પૂછ્યું: 'ટમને બી ચિતરકરાનો શોક છે વાકુ?' સુભદ્રા કાંઈ બોલે તે પહેલાં લજ્જાવતી મદદે આવી પહોંચી હતી:

'હાસ્તો! એમની અનેક રીતે અસર ન હોય તો આવું ચિત્ર થાય?'

સુભદ્રા સમજી નહિ. લજ્જાવતીએ જવાબ આપી દીધો માટે સંતોષ ભરી માત્ર મોં મલકાવ્યું. ચિત્રકાર, દરપળે, પોતાની સુભદ્રાના અજ્ઞાનથી પોતે ઉઘાડો પડી જશે, એમ ધારી આઘો ખસતો હતો. છતાં કાન તો આ બાજુ જ હતા. લજ્જાવતીનો જવાબ સાંભળી તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. પણ ત્યાં પેલી પારસણે બીજો સવાલ પૂછ્યો.

'ટમે સાડાં 'ક્રિટીક' બી હશો. ટમને એમનું કયું ચિટ્ટર સૌથી સારું લાગ્ગ છ'

સુભદ્રા મૂંઝાણી: પારસણ જરા તાણીથી બોલી હતી, એટલે બે ચાર સંભાવિત ગૃહસ્થો પણ 'ચિત્રકારની સ્ત્રીની વિવેચના' સાંભળવા માટે જરા તે તરફ ખેંચાયા: ને કાન દઈ સાંભળવા લાગ્યા. ચિત્રકાર મનમાં ને મનમાં ડૂબ્યો!

'મને તો એમનાં બધાં . . .'

'અરેરે!' ચંદ્રમોહન મનમાં જ બોલ્યો.

ત્યાં લજ્જાવતીએ ઘા વાળ્યો.

'એમનામાં સાધારણ રીતે જ વિવેચના કરતાં પક્ષપાત વધુ હોય—અને પાછો તેમનો પૂજ્યભાવ પણ એ જ દિશામાં કામ કરે—છતાં તેમને 'નિરાશાના આંસુ' સૌથી સુંદર લાગ્યું છે!' ઘણાના મોં પર સંતોષ છવાતો ચિત્રકારે જોયો. તેણે અંતઃકરણથી લજ્જાવતીનો આભાર માન્યો.

પણ આ બનાવ પછી સુભદ્રા વધારે ને વધારે એકલી થતી ચાલી: હવે તે અગાશી પર પહેલાંના જેવી સારંગીની મીઠાશ રેડાતી નથી. હવે ચિત્રકાર જ્યારે તેના કામમાં ચોંટે છે ત્યારે લજ્જાવતી તેને અનેક રીતે મદદ કરતી કરતી ટીકા કરતી જાય છે! ધીમે ધીમે સુભદ્રાની જગ્યા લજ્જાવતી લેતી ગઈ. સુભદ્રાના હૃદય પર ભારે આઘાત થયો. કેટલીક માતાઓ જેમ નાનાં છોકરાં પર એટલો પ્યાર રાખે છે કે, તેમની રજેરજ—સેવા કરવામાં જ તેમને આનંદ આવે છે તેમ સુભદ્રા પણ ચિત્રકારનું રજેરજ કામ પોતાને હાથે કરવામાં આનંદ લેતી! એના જીવનનો આ એક જ આનંદ ઊડી ગયો!—હવે લજ્જાવતી ચિત્રકારની માનસિકસૃષ્ટિમાં સાથે-સાથે જ ઉભી રહે છે. એમની વાતોમાં ન સમજે, ત્યારે સુભદ્રા એક ખૂણામાં જઈ રડી કાઢે છે! છતાં સુભદ્રા પોતાના મનમાં બધી ગડમથલ કર્યા પછી પોતાનો દોષ કાઢે છે: 'હું મૂઢ! અભણ મને કાંઈ ન આવડે ત્યારે 'એ' બાપડા ક્યાં મન મોકળું કરે?'

ચિત્રકાર લજ્જાવતીની સાથે જ્યારે ચિત્રકળાના ગુણ દોષ વર્ણવી આનંદ કરતો હોય છે, ત્યારે તેના ઘરના એક

ખંડમાં દૂરના ખૂણામાં, ઝાંખો દીવો હમેશાં પ્રગટે છેઃ એ દીવા પાસે સાદી સુભદ્રા બેસે છે; તે તેના અનંગ સાથે રમતી નથીઃ બીજી કોઈ વાતમાં તેનું ચિત્ત નથીઃ તેનું ધ્યાન પોતે જ્યાંથી અભ્યાસ અપૂર્ણ મૂકયો છે—ગુજરાતી પાંચમી ચોપડીથી—ત્યાંથી ક્રમશઃ આગળ વધવામાં છે. હમેશ વાંચે છે, વિચારે છે, રડે છે ને બીજે દિવસે કરેલા એક પાઠના જ્ઞાનથી ચિત્રકાર અને લજ્જાવતીની વાતમાં પોતાને હવે કાંઇ વધારે સમજાય છે કે નહિ તેની પરીક્ષા કરે છે! દિવસો પસાર થાય છે: આખી છઠ્ઠી ચોપડી વાંચ્યા પછી પણ પોતે તેમની વાતમાં કાંઇ સમજતી નથી. હજી લજ્જાવતીની પેઠે પોતે ચિત્રો પર ભારે ભારે વાતો કરી શકતી નથી; 'આ બાઇ બહુ નમણી છે!' એ સિવાય, બીજી કોઇ ભાષા એના મોંમાં આવતી નથી. એ ના એ દીવા પાસે સુભદ્રા સાતમી શરૂ કરે છે!

પણ એક વાતની એના મનમાં ખાત્રી થઇ ગઈ છે. પોતે કોઈ દિવસ લજ્જાવતીની પેઠે બોલી શકશે નહિ. પોતે કોઇ દિવસ ચિત્રકારની માનસસૃષ્ટિનું પૃથક્કરણ કરી શકશે નહિ. પોતે કોઈ દિવસ ગુમાવેલી જગ્યા પાછી મેળવશે નહિ!

છતાં સુભદ્રા ધીરજથી, શ્રદ્ધાથી, હમેશાં પાઠ કરતી જ જાય છે! એના માત્ર બે જ સાચા સાક્ષી છે; એક દીવો અને બીજો અનંગ! ચિત્રકાર જ્યારે સૂઈ જાય છે ત્યારે પણ ઘણી વખત, એના ઘરમાં ઝાંખો દીવો બળ્યા કરે છે અને તેની પાસે બેસીને સુભદ્રા ગોખતી હોય છેઃ 'ચિત્રમાં રંગની મિલાવટ હોય છે ત્યારે ચિત્ર 'અદ્દ્ભુત' નથી કહેવાતું. લાગણીની મિલાવટ હોય છે ત્યારે તે અદ્દ્ભુત કહેવાય છે. દરેક રંગમાં કે રેખામાં જે ચિત્રકાર લાગણીનું ગુપ્ત બીજ જોઈ શકે છે

તે ખરો ચિત્રકાર છે, એને મન દુનિયામાં માત્ર બે જ તત્ત્વ છે, રંગ કે રેખા અને લાગણી.'

અને પછી ચોરની માફક એક પડછાયો ચિત્રકારના 'સ્ટુડીઓ' માં ઉભેલો દેખાય છે. 'મધ્ય યુગના દિલ્હી' ના ચિત્ર પાસે ઉભા રહીને, આ પડછાયો, ચિત્ર જુએ છે ને પેલી 'નોટ્સ' જે ચિત્રકારે ઉતારેલી છે–તે ગોખે છે. મોડેથી એ સૂવા જાય છે, ત્યારે કોઇ પૂછે કે 'સુભદ્રા! તું ચિત્રમાં શું સમજી?' તો તે તરત સાદો ઉત્તર આપે. 'પેલી બાઈ બહુ નમણી છે! માત્ર પ્રાણ મૂકવો બાકી છે!'

સુભદ્રાનું શરીર લેવાતું જાય છે. શ્રદ્ધાજીવી મનુષ્યો શ્રદ્ધા ગયા પછી ખાલી ખોખાં જેવાં જ રહે છે.

સુભદ્રા છેક હારી ગઇ. જીર્ણજ્વર–ચિંતાના બીજ જેવો ધીમે ધીમે લાગુ પડયો' તે ઘસાતી ગઈ. જ્યારે તે છેક મૃત્યુશય્યા પર પડી ત્યારે ચિત્રકારને ઘરમાં ઘોર અંધારૂં છવાતું લાગ્યું. જીર્ણજ્વરથી લેવાયા છતાં સુભદ્રાએ એ ઘરનાં હૂંફ ને વ્યવસ્થા જાળવી રાખ્યાં હતાં. પરંતુ હવે એ બાજી હાથથી સરી ગઈ હતી. સુભદ્રાએ મરતાં પહેલાં ચિત્રકારને બોલાવ્યો. અને તેના ખભે હાથ મૂકીને તેના 'સ્ટુડીઓ' માં ગઈ. ત્યાં 'નિરાશાનાં આંસુ' 'આશાનું કિરણ' 'મધ્ય યુગનું દિલ્હી' વગેરે ચિત્રો લટકતાં હતાં. સુભદ્રા બધાંને વારાફરતી જોઈ ગઈ. તેણે પોતાનું માથું ચિત્રકારના ખભા પર નાખી દીધું. 'મારા વહાલા ચિત્રકાર! તું વાતો કરે છે એવું આમાં ક્યાં છે? આમાં તો જો, 'પેલી બાઈ કેટલી નમણી છે' તું શું વાત કરે છે એ એક વખત તો સમજાવી દે!' . . . ચિત્રકાર માત્ર રડી શકયો. તેના હાથમાં ઝીલાઇને સુભદ્રા તરત પાછી

પથારીમાં ફરી. ત્યાં અનંગ પર હાથ ફેરવતાં ફેરવતાં, તેણે એક વખત ચિત્રકાર સામે જોયું ને પછી તે બેશુદ્ધ થઈ મરણશય્યામાં ઢળી પડી.



હું પણ મનુષ્ય છું. સુભદ્રાનો શોક મને ઘા કરી ગયો છે. પણ જેના જીવનમાં સાચો પ્રેમ નથી, તેના જીવનમાં સાચો શોક નથી. સુભદ્રાના મૃત્યુ પછી માત્ર ત્રણ માસે જ જે જગ્યાએ સુભદ્રાએ મારાં ચિત્રો છેલ્લી વખત નિહાળ્યાં હતાં ત્યાં જ, હું અને લજ્જાવતી, વધારે છૂટથી મળ્યાં છીએ. વધારે રસથી વાતો કરી છે. તેને વધારે યોગ્ય માની હું આનંદ પામ્યો છું. લજ્જાવતી જેવી સ્ત્રી તો નહિ પણ વીસમી સદીના નિયમ પ્રમાણે 'મિત્ર' મળવાથી, મારી ચિત્ર-કલા વધારે ખીલશે એમ મેં માન્યું છે. હું માનતો હતો કે તેણે મારાં ચિત્રોને વિવેચનની દુનિયામાં અજબ રીતે ઓપ ચઢાવીને પ્રદર્શિત કર્યાં છે. પણ મારી આ માન્યતા એકદમ ફરી ગઈ. ને મેં તેને છોડી દીધી.

એક સંધ્યાકાળે આમ બન્યું. તે દિવસ હું બહારથી ફરીને આવ્યો. અનંગ હવે તો એકલો રહેવાને ટેવાઈ ગયો હતો. એ છોકરો મારાથી કાંઈક અતડો રહે છે એ મેં જોયું હતું. ઘણી વખત હું અચાનક આવી ચડતો ત્યારે તે મારાથી કાંઈક છુપાવી દેતો. મારા કરતાં તે સુભદ્રાની સમીપ વધારે રહેતો હોય એવું વારંવાર લાગતું. સંધ્યા આથમતી હોય ત્યારે એના કિરણો પર જોઈ રહેવાનો એને અભ્યાસ હતો. અને હું ન સમજી શકું તેવું ખાલી પણ મધુર અને દુઃખ ભર્યું સ્મિત આકાશ સામે કરીને હમેશાં તે ઊઠી જતો. આજે

હું આવ્યો ત્યારે, તે પોતાની વસ્તુઓમાં એકતાન હતો. હું તેની પાછળ આવીને ઉભો હતો તો પણ તેનું ધ્યાન ખેંચાયું નહિ. તે એક નાના ટ્રંકમાં છઠ્ઠી અને સાતમી ચોપડી, કાગળ પેન્સીલ, ને ચિત્રના કટકા, એક બે બંગડી, કપડાનો કકડો માથાના વાળ, કાંસકી, ને તેલની શીશી આવું આવું લઇ આમથી તેમ વહાલથી ફેરવતો હતો, ગોઠવતો હતો, ને કાંઈક બોલીને બધું પાછું ફેંદી નાખતો હતો. તે કોઈની સામે જોઈને વખતે વખતે બોલતો હતો. જરા ધ્યાનથી મેં જોયું તો મેં વિસારી દીધેલી સુભદ્રાની એક જૂની છબી તે ટ્રંકમાં સામે જ પડી હતી. તેના પર ફૂલ પણ ચડાવેલાં હતાં. આ છોકરો તેની સામે જોઈને જ, તે જીવતી હોય તેમ રમતો હતો!

મારા જીવનમાં તે વખતે ખરો ઘા પડયો. 'અ હા હા હા! આ છોકરો સાચો ચિત્રકાર છે. હું તો દુ નિ યા ને ઠ ગ વા મા ટે રા તા પી ળા લી ટા ક રૂં છું....'

અનંગ રમતો રમતો બોલતો હતો: 'મા! પાછી તું કાલે આ વખતે આવજે હો! આવીશ નાં? કેમ ના પાડે છે? લજ્જાવતી બેનની બીક લાગે છે? મારા બાપુથી ડરે છે?... પણ તોય તું મને તો મળજે. જરૂર હો, મા! જરૂર' —અને છેલ્લા શબ્દો તે એટલા તાણીને બોલ્યો કે તેના અવાજથી પોતે જાગી ગયો હોય તેમ લાગ્યું. તેનું કુમળું મોં કાલ્પનિક દેશમાંથી પૃથ્વી પર આવતાં જ ફિક્કું પડી ગયું.

મેં નીચા વળીને તરત એને લઈ લીધો. હજી અર્ધો જાગેલો ને અર્ધો કલ્પનામાં સૂતેલો તે વસ્તુસ્થિતિ સમજી શકે તે પહેલાં, એક વખત બોલી ગયો. 'અરે! મા! તું એમ કાં તેડી લે?...' વસ્તુસ્થિતિ સમજતાં જ તેને માના

કુમળા સ્પર્શને બદલે, મારા કઠોર હાથનો પ્રસારો લાગ્યો હશે ! . . .

મેં આ સાચા ચિત્રકારને બચીઓથી નવરાવી દીધો. તે દિવસથી અમે બે સાચા એકધર્મી બન્યા છીએ.

હું ત્યાર પછી સુભદ્રાનું ચિત્ર કરી રહ્યો હતો. મેં એમાં સતત પરિશ્રમ કરીને, જેમ બને તેમ તેને આબેહૂબ કરવા યત્ન કર્યો હતો. પણ 'કાંઈક'—શું એ તો હું પોતે પણ સમજી શકયો નહિ—બાકી રહેતું હોય, ને તેથી ચિત્ર અપૂર્ણ લાગતું હોય તેમ લાગ્યા કરતું હતું.

રાતે લગભગ બે ત્રણ વાગે હું મારા 'સ્ટુડીયો' માં કામ કરતો હતો. સુભદ્રાના જ ચિત્રપર છેલ્લોહાથ લગાવી રહ્યો હતો. મારાં બીજાં સુંદર ચિત્રો 'નિરાશાનાં આંસુ' 'આશાનું કિરણ' 'મધ્યયુગનું દિલ્હી' એ સર્વ ઉપર પણ નજર ફેરવી ગયો. કોણ જાણે કેમ સુભદ્રાનું ચિત્ર અપૂર્ણ જ લાગ્યા કરતું હતું. હું એક તરફ બેસીને એકી નજરે તે ચિત્ર નિહાળી રહ્યો હતો. સુભદ્રા મને આજના કરતાં વધારે સુંદર તો ઘણી વખત લાગી હશે. પણ આજે જાણે એ પવિત્ર પવિત્ર લાગતી હતી: જાણે એ ચિત્રના સાન્નિધ્યમાં પવિત્રતા જ અનુભવવી ને બીજું ચિંતન પણ ન કરવું એમ લાગ્યા કરતું હતું.

અચાનક લુગડાના આછા આછા ખડખડાટથી મેં પાછળ જોયું: અને આ શું ?

ફાટી આંખે, જાણે જોતો હોય પણ જાણતો ન હોય તેમ અનંગ આવતો હતો !

હું એકદમ સફાળો બેઠો થયો. તેનો હાથ પકડવા ને તેને પાછો સૂવારી દેવા—પણ તરતજ મને સાંભર્યું કે તે ઉંઘમાં જ ચાલી રહ્યો છે !

કાંઈ પણ અવાજ કર્યાં વિના હું ગુપચુપ બેસી ગયો ને તેના માર્ગમાં રંગની પેટી હતી, તે લાંબો પગ કરીને ખેસવી દીધી. અનંગે જોયું હોય કે ગમે તેમ, પણ તેણે એમાંથી મારી સુંદરમાં સુંદર પીછી ઉપાડી. રંગમાં બોળી, ને સુભદ્રાના ચિત્ર તરફ આગળ વધ્યો.

અરેરે ! હું માથે હાથ મૂકી અત્યંત દુઃખથી નીચે જોઈ ગયો. મારા મહિનાઓનાં સુંદર ફળ પર એના હાથથી ગમે તેવા રંગો ફરી જશે ! એક ચિત્રનો વિનાશ થશે, એ વિચારે હું લગભગ શૂન્ય બની ગયો.

પણ અત્યંત સંભાળથી જાણે એક જ બિંદુ મૂકવામાં જીવનમૃત્યુ છે એવી સાચવણીથી, અને નિરતિશય પ્રેમથી, અનંગે, સુભદ્રાના ડાબા કાનની બૂટ નીચે એક જ ટપકું મૂક્યું: અને જેમ આવ્યો હતો તેમ, જાણે બધું જોતો હોય પણ કાંઈ જાણતો ન હોય એવી રીતે તે પાછો ફર્યો !

મેં ચિત્ર તરફ જોયું: ' આહાહા ! આબાદ સુભદ્રા ! એટલી જ સાદી, એટલી જ સુંદર, એવી જ પવિત્ર. . . .

એક જ ટપકાથી, સુભદ્રાના મોંને પલટો મળી ગયો હતો. સુભદ્રાના ડાબા કાન નીચે નાનો સરખો મસ હતો, અને એ મસ એના ચહેરાની આબેહૂબ રેખા દોરવામાં અગ્રસ્થાન ભોગવતો હતો ! આ અપૂર્ણતા અનંગે આજે પૂરી, ને પેલી છબી આબેહૂબ સુભદ્રાની બની ગઈ !

એ એક પળે એક બનાવે મારૂં જીવન ફેરવી નાખ્યું !

એક મોટો ચળકતો છરો લઈને હું મારાં પ્રિયમાં પ્રિય ચિત્રોની સામે ઉભો રહ્યો: ઘણાએ મને ચાંદ અપાવ્યા હતાઃ કેટલાકે પૈસા અપાવ્યા હતાઃ ઈનામની પરંપરા પણ

ઘણાએ અપાવી હતી: પણ નિર્દયતાપૂર્વક—જાણે કોઈ ભયંકર શત્રુનું ખૂન કરવાનું હોય તેમ, આવેશથી મેં એક પછી એક દરેક ચિત્રને ઉભું ને આડું ને અવળું ચીરી નાખ્યું! એની રેખા પણ ન દેખાય, એનો રંગ પણ નજરે ન ચડે, એવું છિન્નભિન્ન કરી નાખ્યું . . . અને છેવટે પેલું કીર્તિના મુગટ જેવું, જેણે મને કલાનો તાજ પહેરાવ્યો તે 'મધ્યયુગના દિલ્હી' નું રમ્યચિત્ર આવ્યું. હું જરાક ડગ્યો: થોડુંક થોભ્યો: આને પણ ચીરૂં? અનંગ પથારીમાં પડખું ફરતો હોય તેવું લાગ્યું.

એકદમ નિશ્ચય કરવામાં જાણે આ પ્રેરણા હોય તેમ સપાટાબંધ એના પર છરો ચલાવ્યો! ખૂન! ખૂન!—લજ્જાવતીનું પણ ખૂન! . . . અને સાથે સાથે, લજ્જાવતી સાથે સંબંધ રાખવાનો મોહ હતો, એ છૂટી ગયો!—હું તો એનો ખૂની; ભયંકર શત્રુ. એને મળતાં જ હવે ફરી આવેશ આવી જશે એમ લાગ્યું.

બધાં ચિત્રોને વેડફીને, કિર્તિનો મુગટ ફેંકી દઈને, અત્યંત શાંતિથી, સંપૂર્ણ સંતોષથી, સુભદ્રાના ચિત્રની પાસે બેસી, મેં એક નવું ચિત્ર શરૂ કર્યું . . .

ખુલતા ગુલાબના ફૂલ જેવી રંગ અને સુગંધની અગમ્ય સૃષ્ટિ ઉઘડતી હોય તેમ હું માત્ર જોઈ જ રહ્યો . . . જોઈ જ રહ્યો! આકાશ, ને સમય, છેક પાસે આવતા લાગ્યા! . . .

'આ કઈ સૃષ્ટિ? આ . . . શું? . . .

અને પૂર્વ દિશામાં પ્રભાતના અતિ મનોહર રંગ પૂરાતા હોય એમ દેખાયું . . . .

# અનાથબંધુ

રાત્રિના અગિયારના ટકોરા પડ્યાઃ અને એનો સ્પષ્ટ અવાજ સંભળાયો. આકાશ તદ્દન ચોખ્ખું હતું. અને ચંદ્રમાના અજવાળાનો ઝભો ઓઢીને કેટલાક તારા રમવા આવ્યા હતા. એ વખતે કિલ્લાની બહાર, સીધા વિશાળ રસ્તા પર એક જુવાન ચાલ્યો જતો હતો. રસ્તાની બન્ને બાજુએ મોટાં ઉંચાં ઝાડો હતાં, અને તેમનાં પાંદડાંમાંથી ચંદ્રનું તેજ, સુંદર ભરતગૂંથણીની માફક પૃથ્વી પર પડી રહ્યું હતું. ક્યારેક પવનથી ખખડતા પાન સિવાય કિલ્લા બહાર બધું શાંત હતું. પેલો જુવાન ત્વરાથી ચાલ્યો જતો હતોઃ દૂર દૂર એક ઘરના બે ચાર દિવાઓ દેખાતા હતા, તેની દૃષ્ટિ તે તરફ હતી. રસ્તામાં એક અંધારી કોટડી આવી ત્યાં તે જરા અટક્યોઃ એ સ્થળે, આસપાસ ઝાડની ભારે ઘટા જામી હતીઃ એક નાનો સરખો વોંકળો ત્યાં હતોઃ અને તેના પર પુલ બાંધી, મોટા થોરની વાડથી, જગ્યાને વધારે સુરક્ષિત કરી હતી. તે જુવાન ત્યાં અટક્યોઃ અને કોટડીના બારણાની સાંકળ ધીમેથી ખખડાવી. તરત જ બારણું ઉઘડ્યું, અંદર એક ઝાંખો દીવો બળતો દેખાયો. બારણું ઉઘાડીને એક વૃદ્ધ ડોસો ઉભો હતો. જુવાન જરાક નીચો નમ્યોઃ એનો હાથ ખીસ્સામાં પડ્યો, અને બીજી ક્ષણે ડોસાના હાથમાં રૂપાનો ખખડાટ થયો; યાદ રાખજો '૪૫' એટલું કહીને તે જુવાન એક કૂદકે દૂર થઈ કાંઈ ન

હોય તેમ પાછો જાહેર રસ્તા પર ચાલતો થઈ ગયો.

તેણે પાછું જોયું હોત, તો તેનાથી પચીસ ત્રીસ કદમ દૂર—પણ તેના પર નજર રાખીને આવતો એક માણસ તે જોઈ શકત.

પણ તે પોતાની ધૂનમાં હતો. તેની ઝડપ પરથી જણાતું હતું, કે તેને આજે બહુ જ મોડું થયું હશે. જે માણસ તેની પાછળ આવતો હતો તે જરાક ઉંચો ને કદાવર હતો. તેના ચહેરામાં આગળ પડતું સીધું અણીદાર નાક, ને બે પાણીદાર આંખો—એ ખાસ લક્ષણ હતાં: તીખાશ ને ચપળતા—એ બન્ને જન્મસિદ્ધ લક્ષણો તેમાંથી સ્પષ્ટ જોઈ શકાય. આગળ ચાલ્યા જતા પેલા જુવાનની દરેક હિલચાલ પર તેની નજર ચોંટી રહી હતી. પેલો જુવાન હવે અટક્યા વિના જ સીધો—પેલા દૂર જણાતા દીવાઓ તરફ દોડ્યે જતો હતો. તે જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે દરવાને સાંકળ ખોલી, તેને અંદર લીધો ને પાછળ સાંકળના ખખડાટ સાથે દરવાજો બંધ થયો: પેલો પાછળ ચાલ્યો આવતો માણસ ત્યાંથી તરત પાછો ફરી ગયો.

કિલ્લાની બહાર હવે વધારે શાંતિ જામી ગઈ હતી: એક જગ્યાએ, એક પીપળાનું જૂનું ઝાડ, કિલ્લાના કોઠા પાસે જ અડીને ઉભું હતું. કિલ્લાનું અને કોઠાનું સામટું અંધારું તે જગ્યાને, વધારે ભયાનક બનાવી રહ્યું હતું.

ઘણી વખત એમ કહેવાતું કે આ કોઠામાં કોઈક ફરે છે: ગામડિયાઓ તો રાતે એ રસ્તે ચાલતા નહિ: કોઈક કોઈક સુધરેલા, એ વાત માનતા નહિ, પણ તેમ એકલા ચાલતા નહિ. અચાનક એ સ્થળ પાસે આવતાં જ પેલા માણસને એ વાતનું સ્મરણ થયું. તેનો વેષ—એક સાધારણ માણસ

જેવો જ હતો, પણ તેની મજબુત લાકડી, કાંઈક વધારે ભયંકર હથિયાર છૂપાવી રહી છે એમ, એનો હાથ વારંવાર ત્યાં પડતો હતો તે પરથી અનુમાન થતું હતું. તે હિમ્મત ધરીને ત્યાંથી પસાર તો થયો; પણ થોડે દૂર જતાં જ તેના પગ ધ્રૂજવા લાગ્યા; શરીરે પરસેવો વળતો હોય તેવું થયું: પીપળાના થડ પાસે જ કોઇક—અને તે કોણ?—જે સ્ત્રીનું બે ચાર દિવસ પહેલાં જ ખૂન થયું હતું, અને જેની શોધ હજી પોલીસ ચલાવી રહી હતી, તે સ્ત્રી પોતે જ—આબેહૂબ એ જ મૂર્તિ—જે વખતે ખૂન થયેલું તે જ વેષમાં, ત્યાં સ્થિર ઉભી હતી! અને તેના બે ડોળા—પેલા માણસ પર જ ચોટેલા હતા!

પેલા માણસે એકદમ દોટ મૂકી. તેને શ્વાસ ચડી ગયો. 'કેમ દોડે છે?'—એવો કોઈકનો સામેથી અવાજ આવતાં, તે ત્યાં જ રસ્તામાં બેસી ગયો.

જે માણસે એને સવાલ કર્યો હતો, તે પગથી માથા સૂધી પોતાના યુનિફોર્મમાં હતો. તેનો ચહેરો કડક અને સખ્ત હતો, તથા દર પળે માણસને વિંધી વિંધીને જોવાની તેને ખાસિયત હશે, એમ તેની પહોળી સ્થિર આંખો પરથી લાગતું હતું. તેણે તરત પડી ગયેલ માણસને બેઠો કર્યો. પેલો તો હજી ધ્રૂજતો હતો; એક બટન દાબતાંની સાથે જ વિજળીના તેજમાં બન્નેના ચહેરા સામસામા વધારે સ્પષ્ટ દેખાયા.

'અરે! હરગોવિન્દ! તું છે? કેમ ધ્રૂજે છે? શા માટે દોડ્યો?'

'કાકા સાહેબ!—' એથી વધારે જવાબ પેલો માણસ આપી શકયો નહિ.

'અત્યારે ક્યાં હતો?'

'પેલો કેસ—' અને એની દૃષ્ટિ પેલા ઝાડ તરફ સહજ

પાછી ફરી. હજી પણ તે વધારે બોલી શક્યો નહિ. કાકા સાહેબ હવે સમજી ગયા કે પોતાના ભત્રિજાને દહેશત લાગી છે. તેણે તેને શાંત કરવા વાતને જરાક ફેરવી.

'લે ચાલ, હવે મારી સાથે આવે છે?'

'કાકા સાહેબ! હા—ના—પણ માફ કરો, મને ઉંઘ આવે છે. મારે સૂઈ જવું છે.'

પણ તું મારી સાથે તો ચાલ! આમ કેમ સાવ ઘેલો થયો છે? એ જ વખતે ત્રણ—ચાર સિપાઈ ત્યાંથી નીકળ્યા. તે બધા સલામ કરીને ત્યાં ઉભા રહ્યા. પછી હરગોવિન્દ સાથે સૌ પેલા સ્થાન પર ગયા. ત્યાં તો અપૂર્વ શાંતિ હતી, માત્ર ઝાડનાં પાંદડાં હાલી રહ્યાં હતાં. પણ તેમનો અવાજ ધીમાં ફોરાં જેવો અત્યંત ધીમો હતો. હરગોવિન્દ ત્યાંથી પોતાના કાકા સાથે પાછો ફર્યો. છૂટા પડતાં તેણે કાકાને કહ્યું 'કાકા સાહેબ! એક વાત જડી છે!'

'શું?'

'૪૫!' આ એ ચમત્કારીક આંકડા નીચે કાંઈક ભેદ રમાઈ રહ્યો છે!'

કાકા સાહેબ આનંદભર્યું ખડખડાટ મોટેથી હસી પડયા. નિઃસ્તબ્ધતામાંથી તેનો પડઘો આવ્યો.

'હા હા હા—એમાં શું? ૪૫—એ આંકડો કહેવાથી અમુક સંસ્થાના મેમ્બર છીએ તેમ ખબર પડે છે. એ સંસ્થા તે પેલી—'

હરગોવિન્દનો ચહેરો પડી ગયો. તેને એમ હતું કે પોતે કાંઈક નવીન શોધ કરી છે, પણ ત્યાં તો આ વાત જૂની નીકળી, ને કાકા સાહેબને તેની અક્ષરેઅક્ષર માહિતી લાગી.

'એનું નામ શું?' કાકા સાહેબને ન સાંભરવાથી એકદમ પૂછ્યું.

'જી, મને સાંભરતું નથી–પણ–'

'અરે હા, હા!–પેલું કેવું?–આપણે 'મૃત્યુંજય સભા'

'એ શું–કોના હાથ નીચે છે?'

'કેમ વળી–મહેન્દ્રપ્રતાપ–પેલા જાગીરદારનો પુત્ર–બહુ અચ્છો જુવાન છે. તેં જોયો છે?'

'જી, ના.' હરગોવિન્દે ઉત્તરે આપ્યો. પણ તેનું ધ્યાન વાતમાં સ્થિર ન હતું. ને તે થોડીવાર રહીને કાકાની રજા લઈ પોતાનું ઘર આવતાં જુદો પડયો.

૨

પેલો જુવાન જ્યારે અગિયાર વાગે ઘેર પહોંચ્યો ત્યારે બારણા પાસે જ અરધી ઊંઘમાં પડેલા નોકરો જોયા. ઘરમાં પેસતાં, એક નાનો છોકરો ને એક નાની છોકરી દોડતાં તેને વળગી પડયાં.

'અરે! સરુ! હજી તું જાગે છે?'

છોકરી તેની સામે હસીને જોઈ રહી: 'હા–લાવો શું લાવ્યા છો?'

'આપો–મને આપો' છોકરાનો અવાજ આવ્યો.

'બેટા!' તે પ્રેમથી બોલ્યો. 'ગોવિંદ! આજે તો હું કાંઈ નથી લાવ્યો!'

'તમે ક્યારે ય કાંઈ લાવતા જ નથી!' કહીને ગોવિંદે તેના તરફ ક્રોધભરી આંખે જોયું. 'મારી બા પણ આજે ધખ્યાં છે!'

તે વખતે ઘરમાંથી ચંદાનો મધુર અવાજ આવ્યો. ‘ તમે આવો છો કે ? તમારા માટે દાળ ઉની રાખી છે !– ગોવિંદ ! બેટા ! હવે કાલે જરૂર કાંઈક લાવશે હો !–’

‘ ના, આજે તો મને ભૂખ નથી ! ’

‘ પણ મેં દાળ ઉની રાખી છે–અને ઉભા રહો જોઈ દઉં ’–એટલું કહીને તે હાથ લૂછતી બહાર આવી. ‘ શું તમારું નશીબ છે ? ભાત પણ ઉના છે ! લ્યો, ચાલો આવો છો ? ’

‘ તું જમી ? ’

‘ હા, અરધું જમી છું અને . . . ’

‘ અરધું મારી સાથે એમ કાં ? ’

ચંદાએ હાસ્યથી જવાબ વાળ્યો.

બન્ને છોકરાં આશાનું જાગરણ કરતાં હતાં, તે હવે ધીમે ધીમે આંખો મીંચવા લાગ્યાં.

‘ સરુ ! આવ બેટા હીંચોળું કે ?–’

છોકરી ધીમે ધીમે ઘોડિયામાં જઈને સૂઈ ગઈ ગોવિન્દ પણ થોડી વાર ખાટલામાં રીસાતો પડ્યો રહ્યો–ને તેની નિરાશા તથા ક્રોધ પર સુંવાળા હાથે નિદ્રાએ આશાનાં સ્વમાં મૂકી દીધાં.

જમવાનું આપવા ચંદા આવી. બન્ને જમવા બેઠાં :

‘ આજ તો કાંઈ બહુ મોડું થયું ? ’ ચંદાએ તેની સામે જોઈને પૂછ્યું.

‘ હા, આજ જરા મોડું છે. ’

‘ તમને થોડાં ભજીયાં કરી આપું ? ’

‘ હવે ? અત્યારે ? તું પણ હવે મારા ઉપર જૂલમ

કરે છે હો !'

પણ ચંદા તો બીજી થાળીમાં હાથ ધોઈ બેઠી થઈ ગઈ હતી. ઝડપથી ભજીયાંની સામગ્રી એકઠી કરવા લાગી. પ્રૌઢા સ્ત્રીની ઠંડી માયા, અથવા, યુવાન સ્ત્રીના તોફાનને બદલે, ચંદા, વ્હાલસોઈ માતાના જેવી સુંદર ઉષ્માભરી હતી. તે બોલે ત્યારે, તેના મધુર અવાજમાં હમેશાં, નાના બાળકને પટાવે તેવી કોમળતા સહેજે જ આવી જતી.

થોડીવારમાં ભજીયાં પણ તૈયાર થયાં. તે થોડું જમ્યો. પણ બહુ બોલ્યો નહિ.

'આજે કેમ તમે શું વિચાર કરો છો ?–તમારા વિચારની મેં ક્યારે ય અવધિ જોઈ નથી. અને બધા વિચાર પાછા મનમાં ને મનમાં; સમુદ્ર જેવા તમારા હૃદયમાં વિચાર ઉઠે છે પણ કોણ જાણે કેટલા, ને સમાય છે પણ કેટલા ?'

'આપણો જૂનો પટાવાળો નથુ હતો તે તને ખબર છે નાં ?–'

'હા–તેનું શું ?'

'તેની પુત્રી–પેલી કેસર–એનું ખૂન ચાર દિવસ પહેલાં થયું છે.'

ચંદાનો ચહેરો પડી ગયો. તેના પેટમાં ધ્રાસકો પડયો. પોતાના પતિને એ વાત સાથે શું સંબંધ હોઈ શકે ?

'હશે. આપણે એનું શું કામ ?–'

તેણે પણ વાત વાળી: 'હા, હા, હું તો અમસ્તોજ એ વિચાર કર્યા કરતો હતો. આજનાં ભજીયાં બહુ સારાં થયાં છે હો !'

બન્ને જણાં ઉઠીને સૂવાના ખંડમાં આવ્યાં. બે નિર્દોષ

બાળકો—પરમ વિશ્વાસથી ત્યાં સૂતાં હતાં. તેણે તેમના તરફ જોયું. સરિતાના ચહેરામાં સુંદર નિર્દોષતા ખીલી રહી હતી. ગોવિન્દ—ઊંઘમાં પણ કડક દેખાતો પડયો હતો. તેની આંખમાં સહજ જ આંસુ આવ્યાં : તેણે પોતાની પાસે ઊભેલી ચંદાના ખભા પર હાથ મૂકયો : ચંદા સામે તે પ્રેમથી જોઈ રહ્યો :

'ચંદા !'

'આજ તમે કેમ એમ મોળા પડી જાઓ છો ?—મોડા આવ્યા, થોડું જમ્યા, કાંઇ બોલ્યા નહિ, અને હવે . . .'

ચંદા વધારે બોલી નહિ. સામેના ચહેરા પર ભારે વેદનાનાં ચિન્હ હતાં. તે તેની પાસે વધારે ને વધારે સરી. તેના ખભા પર હાથ મૂકયો : વાંસે હાથ ફેરવ્યો : ને મા છોકરાને પટાવે તેમ, ધીમાશથી, મીઠાશથી વ્હાલપથી બોલી :

'તમને શું થાય છે ?

'ઓ ચંદા !—इयं गेहे लक्ष्मी' તે વધારે બોલી શકયો નહિ.

'તમને કાંઈ દુઃખ થાય છે ?'

'ચંદા ! તું એટલી સરલતાથી—શાંતિથી સુખનું વાતાવરણ ફેલાવી રહી છે, કે હરઘડીએ એ જ આનંદની ટોચ હશે તેમ લાગ્યા કરે છે. ને પછી—ટોચ પછી—ઉતાર હોય છે, એ કલ્પના વજ્રના જેવા ઘા કરે છે—' તેણે તેના વાળ પર પ્રેમ ભર્યો હાથ ફેરવ્યો. તેની સામે જોઈ રહ્યો.

ચંદા જરા મોઢું હસી : એક દષ્ટિ બાળકો પર ફેરવીને બોલી : 'બન્ને કેવાં સુતાં છે ! ગભરૂ—એમને શી ખબર ?' પછી તે કાંઈ બોલી નહિ. પણ એ અધુરા વાકયમાં, ઘણાક પૂરા અર્થ ભર્યા હતા. એ જ વખતે કોઈકનાં પગલાંનો

જરાક અવાજ થતો લાગ્યો : છાયા જેવું કાંઈક બારી પાસેથી પસાર થતું લાગ્યું. તે એકદમ બારણા તરફ ગયો, ને બારી ખોલી પણ સળિયામાંથી બહાર ચોકમાં ઘસઘસાટ ઊંઘતા એક નોકર સિવાય બીજું કોઇ દેખાયું નહિ.

મોડી રાત્રે તે સૂતો, ત્યાં સુધી ચંદા પાસે બેઠી હતીઃ તે મનમાં જ બબડતો હતો **इयं गेहे लक्ष्मी** . . . અને પછીની લીટીઓ યાદ ન આવતાં–**वपुषि बहुवश्चन्दनरस** : કરીને પૂરું કરતો હતો. તેને ઊંઘમાં પડતો જોઇને ચંદા ઊઠી, અને જતાં જતાં જરા હસતી ગઈ: ‘ તમારા ઘરની જાણે હું લક્ષ્મી છું એ તો ઠીક, પણ ચંદનરસ જેવા ઠંડા તો તમે જ છો!’

‘ચંદા! આંહીં આવ, આંહીં આવ એક વાત કહું!’

‘ ના, ના,’ ચંદાએ હસતાં જવાબ વાળ્યો અને તે છોકરાં પાસે ચાલી, ‘મારે તમારી વાત સાંભળવી નથી!’

રાત્રિના સાડા બારના ટકોરા થયા ને ઘરમાં શાંતિ ફેલાઈ રહી. તે વખતે હજી તે અરધી ઊંઘમાં હતો, ને તેની કલ્પનાની આંખ સામે, એક મૂર્તિ ખડી થઈ હતી; ચંદા ઊઠી જતાં, તરતજ તે શાંતિથી **इयं गेहे लक्ष्मी** એમ વારંવાર બોલતો બોલતો સૂવા મંડ્યો, પણ થોડીવારમાં જ એ પ્રયત્ન છતાં, એ બીજી આંખો તેની સામે તર્યાં કરતી હતી.

એ વખતે કોઈ આવે ને પૂછે કે મહેન્દ્રપ્રતાપ! આ બે આંખો કોની છે? તો તે તરત જવાબ આપે કે ‘કેસરની!’

## ૩

મહેન્દ્રપ્રતાપને, આજે ચંદા સાથે વાત કરતી વખતે જે પગલાં પસાર થઈ જતાં લાગ્યાં હતાં, તે માત્ર કલ્પનામય

૩

ન હતાં, પણ ખરેખર એક વૃદ્ધ માણસનાં હતાં. એમને બન્નેને વાતચીત કરતાં તે વૃદ્ધે સાંભળ્યાં હતાં; અને તે પગલાં થોડી વાર ત્યાં થોભ્યાં પણ હતાં, અને પછી જ છાનાંમાનાં સરી ગયાં હતાં. બારીમાંથી કોઈ જુએ, તે પહેલાં તો, ફળીમાંના ઝાડની ઓથે ઓથે તે દરવાજા સુધી પહોંચી ગયાં હતાં. ત્યાં દરવાન જાગતો જ બેઠો હતો. તેણે ઊભા થઈને પેલા વૃદ્ધને બે હાથ જોડ્યા, ને દરવાજાની બારી ખોલી નાખી.

પછી કિલ્લાની ઉત્તર તરફ ચાલી જતી સીધી સડકે તે વૃદ્ધ ચાલ્યો ગયો. દૂર એક મંદિર હતું, અને તેની ધજાનો ફડફડાટ, એટલી જગ્યામાં સંભળાઈ રહ્યો હતો. તે વૃદ્ધ મંદિરમાં ગયો. દરવાજાપર એક પચીસ–ત્રીસ વર્ષનો જુવાન આતુરતાથી તેની રાહ જોઈને ઊભો રહ્યો હોય તેમ લાગ્યું.

‘ કેમ જઈ આવ્યા ?’

‘ હા ! ’

જુવાને આતુરતાથી તેની સામે જોયું. વૃદ્ધે તેને બેસવાની નિશાની કરી. બન્ને જણા આરસના પગથિયા પર બેઠા. ચારે તરફ ચાંદની ખીલી રહી હતી અને ધજાના ફડફડાટ સિવાય બધે પરમ શાંતિ હતી.

‘ અમરનાથ ! ’ વૃદ્ધ પુરુષ બોલ્યો. તેનો અવાજ સ્પષ્ટ, સુંદર ને મધુર હતો. છેટેથી ખબર ન હોય તો લાગે કે વૃદ્ધ પુરુષને બદલે કોઇ જુવાન આત્મા બોલે છે.

‘ આ મંદિર પ્રતાપરાય મજૂમદારે બંધાવ્યું છે. મજૂમદારના કુટુંબની, મંદિરોના મહંતોએ કાંઈ ને કાંઈ સેવા હમેશાં બજાવી છે. મજૂમદારના કુટુંબને વારંવાર અનેક વિઘ્નો નડતાં આવ્યાં છે. ખબર નથી પણ કોઈ ભૂતકાળના

ભયંકર દોષને લીધે મજૂમદારનું કુટુંબ વધારે ને વધારે ઘસાતું ચાલ્યું છે. હવે એ ખોખડધજ વૃક્ષનાં છેલ્લાં કુમળાં પાન ખરી જવાની તૈયારીમાં છે. અહા! હું તને ટૂંકામાં કહી દઉં. અત્યારે કેસરના ખૂનની જ ચર્ચા ચાલે છે, એ ખબર છે નાં ?'

'હા!'

'તેનો ખૂની કોણ હશે? તું શું ધારે છે?'

'હશે, કોઈ અતિ દુષ્ટ. પંદર સત્તર વર્ષની કન્યાનો વધ કરનાર હાથ શૂરવીર તો ન જ હોય.'

'અને કોઈ તને કહે કે એ ખૂન મહેન્દ્રપ્રતાપે કર્યું છે તો તે તું માને ખરો?'

જુવાન આશ્ચર્યમાં ડૂબી ગયો: 'હેં! મહેન્દ્રપ્રતાપ!—'

'હા; આપણો અન્નદાતા મહેન્દ્રપ્રતાપ મજૂમદાર.'

'તમને કેમ ખબર પડી?'

'કહું, સાંભળ. તે દિવસે મહેન્દ્રપ્રતાપ દર્શન કરવા આવ્યો હતો. તેની પાછળ જ અરધી કલાકે કેસર પણ આવી હતી. મહેન્દ્રપ્રતાપને મંદિર પાછળની વાડીમાં થઈ, જંગલમાં ચાલ્યો જતો મેં પોતે જોયો હતો. કેસર પણ તે તરફ જ ગઈ હતી. છેક સાંજ સુધી એમાંથી કોઈ પાછું ફર્યું ન હતું, અને જરા જરા અંધારું થયે, મહેન્દ્રપ્રતાપને ઉતાવળે જંગલમાંથી આવતો મેં મેડી ઉપરથી જોયો હતો. પછી તે મંદિરમાં થઈ એકદમ ચાલી ગયો. તે દિવસે રાતે કેસરની ખૂબ ખોળ થઈ: ને બીજે દિવસે તે જંગલમાંથી મરેલી મળી આવી. એનો ખૂની કોણ છે એ હજી સુધી કોઈને ખબર નથી. પણ આજે સવારે જ્યારે હું તે તરફ ફરતો હતો ત્યારે અચાનક વૃક્ષોની ગાઢ ઘટામાં, કાંઈક ચમકારા મારતી ચીજ ઉપર મારી દૃષ્ટિ પડી.

મને ભય લાગ્યો કે કદાચ સર્પ હશે. વધારે તપાસ કરતાં, કોઈ કે ઉતાવળમાં થોડી ધૂળ નીચે દાટેલી આ છરી મળી આવી . . . જો.'

ચંદ્રના પ્રકાશમાં વૃદ્ધે છરી આગળ ધરી. તેના ઉપર થોડા લોહીના ડાઘ પણ દેખાતા હતા.

'એ છરી કોની છે ?'

'મહેન્દ્રપ્રતાપની !—એમાં M છે. અને મેં પોતે તે ઘણી વાર તેની પાસે જોઈ છે. છરી ઉપર લોહીના સ્પષ્ટ ડાઘ છે. પછી આજે હું છાનોમાનો રાતે તેને ઘેર ગયો હતો. તેના ઘરમાં કેસરની વાત નીકળતાં, ચંદાએ તેની વિહ્વળતા વિષે કાંઇક કહ્યું તે મેં ભીંત પાસે લપાઇને કાનોકાન સાંભળ્યું.'

'પણ મહેન્દ્રપ્રતાપ ખૂન શા માટે કરે ?'

એક પક્ષી જાગી ઊઠ્યું લાગ્યું. પાંદડામાં થોડો ખખડાટ થયો.

'ચુપ ! ભીંતને પણ કાન છે. ચાલ, અંદર ચાલ, અમરનાથ !'

બન્ને જણા મંદિરના ચોગાનમાંથી, છેક અંદરના ગર્ભદ્વારમાં ગયા. ત્યાં દીવાના ઝાંખા તેજમાં શંકરની મૂર્તિ શોભી રહી હતી. જળાધારીમાંથી પડતું એક એક ટીપું પાણી રાત્રિની નીરવ શાંતિમાં મધુર શબ્દ જેવું લાગતું હતું.

'હં, તું એમ કહે છે કે એમ શા માટે થાય કાં ?' વૃદ્ધે વાત પાછી ઉપાડી લીધી.

'હા !'

'ક્રૂર માણસને શૌર્યની કિમ્મત ન હોય, કારણ કે શૌર્યથી બરાબર વિરુદ્ધ તે ક્રૂરતા. આળસુને કર્મયોગીમાં શ્રદ્ધા ન હોય:

કારણ કે એ બન્ને વિરોધી છે. તેમ જ કામી પુરુષને સ્ત્રીની કિમ્મત ન હોય: કારણ કે સ્ત્રીનું સૌન્દર્ય જાણવું એ કામ પ્રેમીનું છે: કામીનું નહિ.'

'પણ મહેન્દ્રપ્રતાપે કેસરને . . .'

'સમજ્યો. ક્યારે ચાહી–ઇચ્છી એમ નાં? એ ઘણી જૂની વાત છે. ત્રણ વર્ષ પહેલાં મહેન્દ્રના પિતા મરણ પામ્યા ત્યારે કેસરના પિતા નથુએ મજૂમદારની નોકરી છોડી, તેમાં એક કારણ મહેન્દ્રપ્રતાપની અશુદ્ધ નજરનું હતું. પછી પણ મહેન્દ્ર કેસરની પાછળ જ હતો, એ સૌ જાણે છે. ને કામીપુરુષ, જ્યારે ભોગવી ન શકે ત્યારે ભાંગી નાખે છે. કારણ કે કામ, ક્રોધ મોહ ને ઇર્ષા–એ બધાં એક જ માબાપનાં સંતાન છે!'

'ત્યારે હવે શું કરવું છે?'

'તને શું લાગે છે?'

અમરનાથ ઘડીભર શાંત થયો. તેના મોં પર અનેક ભાવો વહી જતા વૃદ્ધે જોયા, પણ તે શાંતિથી, તેના ઉત્તરની રાહ જોતો હતો.

'મજૂમદારના સંકટ વખતે મહંતોએ આગળ સ્વાર્પણ કર્યું છે. આજે એ ધર્મપંથથી વિરુદ્ધ જવાનું મન થતું નથી. એટલા માટે કેસરનો ખૂની હું બની જાઉં. બીજો ઉપાય નથી.'

વૃદ્ધના મોં પર અનેરું તેજ ઝળક્યું: 'બસ, તારી પાસેથી જે જવાબની આશા રાખી હતી તે જ મળ્યો! પણ હજી તારી ખરી કસોટી બાકી છે. આ વૃદ્ધ શરીર લથડ્યું છે એ તને ખબર હશે. અને દેવકુમારી જેવી ચંદાનાં આંસુ લૂછવા એ પડે તો ધન્ય થયું કહેવાય: પેલાં બે નિર્દોષ બચ્ચાં પણ, એના બાપથી વિખૂટાં ન પડે. અરે ઇશ્વરે કેવો સુંદર સ્વાર્પણ-

ધર્મ સરજાવીને, મનુષ્યને પોતા જેવો બનાવ્યો છે ! તારી જરૂર હજી દુનિયામાં ઘણી છે.'

અમરનાથનો ચહેરો ફિક્કો પડી ગયો. વૃદ્ધે તે જોયું ને બોલ્યો: ' આપણે સાધુને એક બીજાની પાછળ રહેવાનો મોહ ન હોય. મારી પછી તું મરણ કરતાં જીવનથી વધારે સેવા બજાવી શકે તેમ છે, માટે તું જીવતો રહે! અને મજૂમદારના કુટુંબને—એની મૂળ સ્થિતિ પર લાવવાનું તારું કર્તવ્ય બજાવતો રહે ! '

બન્ને ઊઠયા ત્યારે કોઇ નિશ્ચય પર આવીને જ ઊઠયા હતા. અમરનાથ પાછળ રહેવાનો હતો, અને તેનો વૃદ્ધ ગુરુ, મજૂમદાર કુટુંબના એક જુવાન પુરુષને, વધારે સુંદર બનવાનો વખત મળે માટે, પોતાનો દેહ અર્પણ કરી ધર્માચાર્યનું કર્તવ્ય બજાવતો હતો. કાલે મૃત્યુ હતું, છતાં આજે તેના જીવનમાં મૃત્યુનો આનંદ સ્પષ્ટ દેખાતો હતો.

જીવનમાં જ્યારે એક આદર્શ હોય છે ત્યારે મૃત્યુના કાંટા એની મેળે ખરી જાય છે: અને એનો અનહદ આનંદ, જીવનના અનેક રસ જેવો એક રસ—એક લહાવો બની જાય છે.

૪

રાત્રે હરગોવિંદ કાકાસાહેબ પાસેથી છૂટો પડી તેને ઘેર તો ગયો, પણ તેને નિદ્રા આવી નહિ. તે છૂપી પોલીસનો બહુ બાહોશ અમલદાર મનાતો, અને કેસર સિવાયના બધા પ્રસંગોમાં તો તે ઘણી વખત સાંગોપાંગ પાર ઊતરી ગયો હતો; એટલે એની એ કામમાં કીર્તિ હતી. આજે આ પહેલા પ્રસંગમાં, તેને હજી સુધી હાર મળી હતી. પોતાની મહત્ત્વાકાંક્ષા પર પડતો ઘા તે સહન કરી શકયો નહિ: ગમે તે રીતે આગળ

વધવું એ તેનો સિદ્ધાંત હતો : ઘણા યે એમ માનવાને પ્રેરાતા કે હરગોવિન્દે એ ત્રણ પ્રસંગોમાં તો, પોતાની બાહોશ કારકીર્દિ જાળવવા, એક બે નિર્દોષ માણસને પણ હોમી દીધાં હતાં. પરંતુ તે કાયદાની રીતે સિદ્ધ થઇ શકે તેવી વાત ન હતી, અને તેથી તે ગપ્પાં છે એમ માનનારો બીજો પક્ષ પણ હતો. બારના ટકોરા થતાં સુધી હરગોવિન્દને નિદ્રા આવી નહિ. તેણે એક વાર બધી બીક કાઢી મૂકી, ને પોતાના એક ખાસ માણસ સાથે, પોતાના કાકાને–પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને મળવા નીકળ્યો.

હરગોવિન્દના કાકા, ક્યારના પથારીમાં પડ્યા હતા પણ રાત્રે અચાનક ઊઠવું પડે, એ અનુભવ, એમને પહેલો ન હતો. એટલે હરગોવિન્દ આવ્યો કે તરત જ તે દિવાનખાનામાં આવીને બેઠા.

'કેમ હરગોવિન્દ ! શું છે ? કેસરના કાંઈ સમાચાર ?' એક કાળું વાદળું હરગોવિન્દના મોં પરથી પસાર થઈ ગયું, પણ તે દીવાના પ્રકાશમાં સ્પષ્ટ દેખાય તેમ ન હતું.

'કાકાસાહેબ ! હું એવા નિશ્ચય પર આવ્યો છું કે ખૂન મહેન્દ્રપ્રતાપને હાથે જ થયું છે !'

પોલીસસુપ્રીન્ટેન્ડેન્ટને જરાક અવિશ્વાસ પડ્યો. પણ અગાઉ બે ત્રણ વખત તેણે હરગોવિન્દને કસી જોયો હતો. અને તેને ખબર હતી કે હરગોવિન્દની વાત સાચી ન હોય, તો પણ સજ્જડ સ્વરૂપમાં હોય છે, છતાં આ વાતમાં તેને વિશ્વાસ બેઠો નહિ.

હરગોવિન્દ તે કળી ગયો.

'વાત એવી છે કે કાકા સાહેબ ! મને પોતાને એ

માનવાનું મન થતું નથી. પણ પૂરાવો સબળ છે. પ્રથમ તો કેસર અને મહેન્દ્ર વિષે જે ચર્ચા ચાલે છે તે મારી પોતાની જોયેલી છે. પેલી ગાનારી લાલકુંવર કહે છે કે કેસરના મૃત્યુ પહેલાં બે દિવસે તેઓ તેને ત્યાં આવ્યાં હતાં, અને ત્યારે બન્ને વચ્ચે ખટરાગ હતો. નથુની શંકા પણ મહેન્દ્ર પ્રત્યે જ છે. મહન્તની વાડીની આસપાસનું ખૂન પણ એ વાતમાં ટેકો પૂરાવે છે, કારણ કે મહન્ત તો મહેન્દ્રનો આશ્રિત જ ગણાય.'

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટે ઘડીભર વિચાર કર્યો; હરગોવિન્દ શંકા અને ચિંતાથી, પોતાનો શ્વાસ થંભાવીને તેના તરફ જોઈ રહ્યો :

'સાચું તો લાગે છે હરગોવિન્દ! તો હવે તું શું કરવા માગે છે?'

'પ્રથમ તો એ જ કે, પેલી સભા 'મૃત્યુંજય' મહેંદ્રના હિતની ખાતર, કોઈ બીજાને ખૂની ઠરાવી ન બેસે'... તે બોલતાં જરાક ધ્રૂજ્યો, પણ તરત જ શાંત થઇને આગળ વધ્યો. 'માટે એકદમ મહેંદ્રને તો પકડી લેવો. પછી નથુ, મહંત, લાલ-કુંવર, વગેરે શેતરંજ યથાસ્થિત ગોઠવાઈ જશે!'

'શેતરંજ?'

'એટલે એવું છે નાં કાકા કે, સત્યને ટેકો આપીને ન્યાયસભામાં ઊભું કરવું પડશે!'

'નિર્દોષને હાનિ ન થાય એ જોવાનું છે!'

'જી હા! જી હા! એમાં તો વાંધો નહિ આવે.'

હરગોવિન્દે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને બરાબર સમજાવી કાલે મહેંદ્રને પકડવાનો નિશ્ચય કર્યો: ને ત્યાર પછી જ તે ત્યાંથી ઊઠ્યો.

૫

સવારે જ્યારે ખુશનુમા પ્રભાત થયું ત્યારે ગઈ રાતની બધી વાત ભૂલીને મહેંદ્ર બેઠો થયો હતો. છેલ્લાં બે વર્ષ થયાં તેના જીવનમાં, ધીમે ધીમે બે વિરોધી તત્ત્વો એકી સાથે ઉદય પામતાં હતાં. તેને જોઇને અનેક ગરીબ માણસો 'મજૂમદાર દાદા' કહીને ઊભા રહેતાં. મહેંદ્ર પાસે, તેમને આપવા જેવું કાંઇક હોય જ. એક વખત તે બહાર ફરવા ગયો હતો. ટાઢથી થરથર ધ્રૂજતી, એક ગરીબ બાઇએ, પોતાના બચ્ચાંને જેમ તેમ ઢાંક્યું હતું; મહેંદ્રે કાંઈ વિચાર કર્યા વિના, એકદમ પોતાની શાલ તેના પર ઓઢાડી દીધી! બીજી એક વખત તે એવી જ રીતે કોટ ગુમાવીને આવ્યો હતો! પણ તે સાથે જ તેની સુંદર સંગીત સાંભળવાની લાલસાએ પણ હદ ઓળંગી હતી. લાલકુંવરને ત્યાં તેને સિતાર સાંભળતો ઘણાએ જોયો હતો. કેસરને તેડીને ઘણી વખત, તે ફરવા નીકળતો: ને અચ્છામાં અચ્છી ગાનારી પાસે, તેને તાલીમ અપાવી રહ્યો હતો! એમ કહેવાતું કે તેના આગલા પટાવાળા નથુએ એટલા જ માટે રાજીનામું આપ્યું હતું, પણ કેસરના પિતાને પોતાનો પટાવાળો રાખવો એ મહેંદ્રને જ ઠીક લાગ્યું ન હતું. ને ત્યારથી નથુએ બીજે સ્થળે ચોકીદારની જગ્યા લીધી હતી. અવારનવાર મહેંદ્રને ઘણી વખત ઘણા માણસોએ એક એકાંત સ્થળમાં ગમગીન બેઠેલો જોયો હતો. તેમ જ મહંતે વારંવાર, શંકરની મૂર્તિ પાસે અરધો કલાક સુધી તેને એકલાં આંસુ સારતો જોયો હતો! એવી રીતે આ પુરુષ ઘણા વિરોધી તત્ત્વોનો બનેલો હતો! મહંત કહેતો કે તેના જીવનમાં વારંવાર યુદ્ધ જામે છે. જો કે મહેંદ્ર હારે છે. પણ તે હઠતો નથી. છેલ્લા

એક વર્ષમાં કેસરની ગુલાબી પાની પર, ને યૌવનના પ્રભાત પર એને એવો મોહ લાગ્યો હતો કે બસ એના આગલા જીવનની બધી સુંદરતા વચ્ચે, એ દોષ વધતો ચાલ્યો !

અને આ વાતની ચંદાને ખબર હતી. પણ તેણે કોઈ દિવસ આ વાત સંભારી છે એવું ન જ બન્યું. મહેંદ્ર આગળના જેવો જ તેનો પ્યારો પતિ રહ્યો હતોઃ ને પોતાના બગડેલાં છોકરાં પર કેટલીક માતાઓ જેમ વધારે પ્રેમ રાખી શકે છે તેમ આ છોકરા જેવા વિચિત્ર પતિ પર, ચંદાનો પ્યાર વધતો જતો હતો ! મહેંદ્ર આ બધું સમજતોઃ અને ચંદા, જેવી છાની રીતે સહન કરી રહી હતી, તેવી જ છાની રીતે તે પોતાની નબળાઈ પર આંસુ પાડતો! તેણે કોઈ દિવસ ચંદાને इयं गेहे लक्ष्मी વિના બીજા ભાવથી જોઈ ન હતીઃ તેમ જ પિતા તરીકેના કે પતિ તરીકેના વર્તનમાં કેસરને ક્યારે ય આડે આવવા દીધી ન હતી. છતાં, તેના હૃદયમાં, એક ઊંડી ઊંડી ગુફા કેસર માટે પણ કોતરાઈ રહી હતીઃ અને ક્યારેક કલ્પનામાં, તે તેને સ્મરતો હોય, ત્યારે ચંદાનો ચહેરો, મા જેમ પોતાના અડપલા છોકરાને જોઈને હસે તેવો હસતો લાગતો હતો ! તેને ચંદાની ધાક ન હતીઃ પણ જ્યાં ઘેર આવે ત્યાં એવું પવિત્ર વાતાવરણ ફેલાતું લાગતું કે તેમાં, કેસરનું નામ દેતાં પણ પોતે અત્યંત અપવિત્ર બની રહ્યો છે, એવું ભાન તેને રહ્યા કરતું ! પણ કેસરને જોતાં, પાછો તે બધું ભૂલી જતોઃ એના હાથ, હોઠ, ગાલ, જ્યાં નજર કરો, ત્યાં એકસી સુંદર છબી કોતરાઈ રહી હતી. અને તેના મધુર કંઠની હલક-લાલકુંવરે કબૂલ કર્યું હતું કે આ જન્મસિદ્ધ કંઠને, તાલીમ એવો ઓપ ચડાવશે કે કેસરને જે કોઈ સાંભળશે,

તે દિવસોના દિવસ સુધી, એ ધૂનમાંથી મુક્ત જ નહિ થાય! કેસર તથા મહેન્દ્રને મળવાનું પ્રિય-સ્થાન રાજેશ્વર મંદિર પાસે હતું. રાજેશ્વરનું મંદિર, મહેન્દ્રના દાદાએ જ બંધાવ્યું હતું: અને ત્યાંના પવિત્ર મહંતોને મજૂમદાર કુટુંબે, ધર્માચાર્યની માફક જ પૂજ્યભાવથી પોષ્યા હતા. ગમે ત્યારે તેઓ મજૂમદારને ત્યાં આવી શકતા: ને રાત્રિ હોય તો પણ પ્રશ્ન પૂછ્યા વિના મહંતને માટે દરવાજો ખોલી નાંખવાનો રિવાજ હતો. એક વખત વિશ્વેશ્વર સ્વામીએ—અત્યારના મહંતના ગુરુના ગુરુએ અરધી રાતે આવી, મજૂમદારને કોઈ ભયમાંથી ઉગાર્યા હતા, ત્યારથી એ પ્રથા ચાલી હતી, ને તે હજી સુધી જળવાઈ રહી હતી. રાત્રિએ, મહેન્દ્રની વાત મહંત સાંભળી ગયા તે આ નિયમના પ્રભાવથી. તે પહેલાં જ કેસર તથા મહેન્દ્રની વાત મહંતને કાને આવી હતી: ને તેણે તે વિષય પર મહેન્દ્રને કહ્યું પણ હતું: મહેન્દ્ર ગુરુદેવ પાસે રડી પડ્યો હતો. ને મહંતે પણ જોયું કે એ વાત વધારે છેડતાં, મહેન્દ્રનો જીવનમર્મ છેદાઈ જશે. એથી, 'તારા જેવા વિચિત્ર વિરોધી સત્ત્વોવાળા મનુષ્યનું જીવન, એક લાંબી લડાઈ જેવું છે. સમય અને અનુભવ જ તને ફેરવશે. જ્ઞાન, લાગણીપ્રધાન ને વિચિત્ર મનુષ્યમાં ભાગ્યે જ ફેરફારે કરે. તારો જીવનક્રમ બદલાતાં માત્ર લાગશે એક પળ! પણ એ પળ, ઘણા ઘણા—તાપ, પશ્ચાત્તાપ ને તપ પછી આવશે.' એટલું કહીને તેણે તે વાત મૂકી દીધી. પણ આ શબ્દો મહેન્દ્રના હૃદયમાં ચોટ્યા. દરમ્યાન તેને કાને વાત આવી હતી કે કેસરે મહેન્દ્ર સાથે વધારે વખત રહેવા સાફ ના પાડી હતી . . . પછી તો જે બન્યું તે નવીન જ હતું.

મહેન્દ્ર બેઠો થઈ પોતાના ફળીમાં નાચતા મોરને જોઈ રહ્યો હતો. સરિતા અને ગોવિન્દ, તેની પાસે અડોઅડ ઊભાં હતાં. ને ચંદા એક પથ્થર પર બેસી—ગોવિન્દ સામે જોઈ હસતી હસતી ગાતી હતીઃ

"મારે આંગણે તલાવડીરે, છબછબિયાં પાણી થાય !
'હું ને નાહુલિયો; . . . . . .'

એ તાલ ઝીલવા સરિતા તો આગળ વધી હતી, ને તેણે નાનકડા રૂપાળા હાથ આગળ ધર્યા હતા, તે જ વખતે દરવાજાનું બારણું ઉઘાડીને એક સિપાઈ અંદર આવ્યોઃ તેની પાછળ બીજા બે સિપાઈ આવ્યાઃ ને સૌથી છેલ્લે રુઆબબંધ ઊભેલો પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ દેખાયો.

છોકરાં હતાં ત્યાં સ્થિર થઈ ગયાં. મહેન્દ્રના ચહેરા પર ફિક્કાશ આવી ગઈ. દરવાને તેમને રોકવા વ્યર્થ પ્રયત્ન કર્યો. એક માણસ આગળ વધ્યો.

'મહેન્દ્રપ્રતાપ મજૂમદાર તમે ?' મહેન્દ્ર બેઠો થયો. તેણે હાથ લાંબો કરી કાગળ લીધો. તેને એકદમ પકડવાનું વૉરંટ હતું !

'ચંદા !' મહેન્દ્ર બોલ્યોઃ ચંદા જાળીમાં ચાલી ગઇ હતી, ને બધું ત્યાં ઊભી સાંભળતી હતી. ગોવિન્દ કડક નજરથી પોલીસ સામે જોઇને ઊભો હતોઃ ને સરિતા ચંદાનો છેડો ઝાલી ઊભી રહી હતી.

'શું છે ?' ચંદાનો માયાભર્યો જવાબ આવ્યો.

'હું આવું છું.' કહી મહેન્દ્ર અંદર ગયો.

ગોવિન્દ પોલીસ સામે ઊભો રહ્યોઃ 'રજા વિના અમારા ઘરમાં અવાય ખરું ?' તેણે બાપની જગ્યા સાચવવા માટે મોટા

માણસની ઢબથી કહ્યું. એટલી ચિંતામાં છતાં, મહેન્દ્ર તે સાંભળીને ખડખડાટ હસી પડયો:

'અરે ગોવિન્દ ! છાનો રહે. જો હું આવ્યો.' એટલું કહીને તે અંદર કપડાં પહેરવા ગયો.

'પણ આ છે શું બધું ? આપણે ત્યાં પોલીસ શું ? વોરંટ શું ?'

'કેસરનું ખૂન થયું છે નાં ? હશે તેમાં કાંઈક ગોટો !'

ચંદાનું મોં પડી ગયું. કેસરનું ખૂન અને પોતાનો પતિ એ બે સાથે સાંભળતાં તેને કંઈ કંઈ થઈ જતું.

'પાછા કયારે આવશો ?'

'કેમ, થોડી વારમાં. જામીન પર છૂટી શકાશે. હા, પણ કાંઈ કામ પડે તો મહંતને સંભારજો !'

'પણ તમે જલદી આવો છો નાં ?'

'હા. હા. બેટા સરુ ! કેમ ઢીલી છો ?' છોકરી કાંઈ સમજી ન હતી, પણ વીલે મોંએ તેના પિતા તરફ જોઈ રહી હતી. 'અને તું ગોવિન્દ ! તોફાની !—જો જે હો કોઇને પજવતો નહિ. આજે તારા માટે ચોક્કસ કાંઈક લાવીશ.' એટલું કહીને મહેન્દ્ર બહાર આવ્યો; ને તેની સાથે પોલીસમંડળ રવાના થઈ ગયું.

તેના ગયા પછી ચંદા એક ખાટલા પર પડી રડવા લાગી. સરિતા રોતી રોતી સૂઈ ગઈ અને 'હું મારા બાપુજીની રાહ જોઉં છું.' કહીને ગોવિન્દ દરવાન પાસે વાતો કરતો બેઠો. ગોવિન્દે દરવાન પાસે બેસીને ખૂબ વાતો કરી: કાલ પોતાના બાપુ કેવા મોડા આવ્યા: ખાવાનું કાંઈ લાવ્યા નહિ માટે પોતે કેવો રીસાયો, અને આજે જો મોડા આવશે

તો પોતે એને કેવો ઠપકો આપવાનો છે, વગેરે એની કલ્પનામાં જે આવે તે તેણે કહ્યું. પોતે મોટો થશે ત્યારે, કેવી રીતે રથમાં બેસીને ગામમાં જવાનો છે, અને એક એવું ઘર કરવાનો છે કે તેમાં પોતે પેસે ત્યાં ચારે તરફથી સંગીતના સૂર છૂટ્યા કરે, અને પોતે, તે ઊભો ઊભો સાંભળ્યા કરે. વૃદ્ધ દરવાન દેવદાને મજૂમદાર કુટુંબની ઘણી ઘણી સ્થિતિઓ અનુભવી હતી: અને એને મન એ ઘર નોકરી માટેના સ્થાન કરતાં, પવિત્ર મંદિર જેવું જ વધારે હતું. ઘણી વખત, જ્યારે મહેન્દ્ર રાતે મોડો આવે, ને દરવાન દરવાજો ઉઘાડે, ત્યારે મહેન્દ્રના હાથમાં, કાંઇ ને કાંઈ ભેટ દરવાન માટે હોય! ને કેટલીક વખત રાત્રે તે પોતે એનું ભાણું પીરસાવીને વૃદ્ધ દરવાનની એકાંત ઓરડીમાં છાનોછાનો મૂકી આવતો. દરવાન આવીને, પોતાનો હમેશનો જૂનો ચૂંગો સળગાવવા દિવાસળી ખોળવા બેસે, ત્યાં અંધારામાં એનો હાથ, થાળી સાથે અથડાય! વૃદ્ધ પુરુષ ઘણી વખત ઉપકાર ને પ્રેમનાં આંસુ સિવાય બીજું કાંઈ બોલી શકતો નહિ! એણે પોતાની પચાસ વર્ષની નોકરીમાં મજૂમદાર કુટુંબમાં પણ આવો ઉદાર પુરુષ જોયો ન હતો. ને લક્ષ્મીદેવી જેવી ચંદા નીકળે ત્યારે તો તેના ગયા પછી, દરવાજા પાસેની ધૂળ તે લઈ લેતો ને જોયા કરતો! તેની માન્યતા હતી—અને ઘણાએ તે ખોટી પાડવા ખૂબ દલીલ કરી હતી—કે જ્યાં સીતા જેવી પવિત્ર સ્ત્રી ચાલે ત્યાં કંકુનાં પગલાં પડે છે! ગોવિન્દની સાથે વાત કરવામાં, તેને અરધી પોણી સદી પહેલાંનાં સ્વપ્નાં ખડાં થતાં! ગોવિન્દનો દાદો પણ એની સાથે એ જ દરવાજા પર એવી જ વાતો કરી ગયેલો!

દસના ટકોરા તો થઈ ગયા ને અગિયાર વાગવા આવ્યા પણ મહેન્દ્રનાં ક્યાંય દર્શન થયાં નહિ.

થોડી વારમાં ચંદાનો મધુર અવાજ આવ્યોઃ તેમાં આજે એવી તો શોકની ઘેરી છાયા હતી, કે દેવદાનની આંખમાંથી બળ કરીને આંસુ ખરી પડયાં.

'કેમ રૂઓ છો? દેવદાન બાપા!' ગોવિન્દે તરત જ તેને પકડયો.

'એ તો જરા છે નાં ગોવિન્દ! તે આજે પેટમાં બળે છે!'

'કેમ ભૂખ બહુ લાગી છે કાં?'

'ગોવિન્દ! એ–ગોવિન્દ!' ચંદા ગોવિન્દને બોલાવી રહી હતી. પણ ગોવિન્દ એની ધૂનમાં જ હતો.

'ગોવિન્દ!' ફરી ચંદાનો સાદ આવ્યો. પણ આ વખતે તે બહાર આવી હતી.

'તું આંહી તો આવ!' ગોવિન્દે પોતાની જગ્યા છોડયા વિના જ જવાબ વાળ્યોઃ 'આ દેવદાન બાપુને એવી ભૂખ લાગી છે કે એમના પેટમાં બળે છે!'

ચંદા દરવાજા પાસે આવીઃ તેણે જરા બહાર નજર ફેરવીઃ સામેથી મહન્તને આવતો જોયો. તે આતુરતાથી જોઈ રહી. થોડીવારમાં મહન્ત આવી પહોંચ્યોઃ હમેશનાં કરતાં તે આજે વધારે આનંદી હતો, ને તેણે આવતાં વેત જ ગોવિન્દનો હાથ પકડયોઃ 'તોફાની! દરવાજા પર જ ચોકી ભરે છે કે શું?'

ચંદા સહેજ હસીઃ 'સ્વામીજી! આ દેવદાનની ટેવ હજી છૂટતી નથી!'

'કઈ?' સ્વામીજીએ પાછા ફરીને જોયું. દેવદાન હજી હથેળી આંખ પાસે ધરી રહ્યો હતો. સ્વામીજી મીઠું હસ્યા.

'એ તો એમ છે બા! કે દેવદાન કહે છે કે જ્યારે કોઈ દેવી પૃથ્વી ઉપર ઊતરે ત્યારે તે જ્યાં ચાલે, ત્યાં ધૂળની કંકુ થઈ જાય! અને વળી દેવદાન તો કહે છે કે તું દેવી છોઃ પણ તો તો તારે ચાર હાથ હોય નાં? આપણા મંદિરમાં પેલાં દેવી કેવાં વાઘ ઉપર બેઠાં છે! એવાં દેવીમા કાંઈ કોઈનાથી ડરે? અને તું તો કેવી કૂતરાથી પણ ડરે છે?! કાં સ્વામીજી! મને લાગે છે, કે દેવદાનને આંખે બરાબર નહિ સૂજતું હોય, એટલે બાના બે હાથ તેને ચાર હાથ જેવા લાગતા હશે!'

ગોવિન્દનું ભાષણ તો—કાંઈ અટકે તેવું ન હતું. પણ એટલામાં, પોતાને કોઈ બરાબર સાંભળતું નથી, ને બા, કાંઈક ગંભીરતાથી, સ્વામીજીને કહેવા જાય છે, એ જોઈને તે અટકી ગયો.

'સ્વામીજી! આપે હકીકત તો સાંભળી હશે, શું છે આ બધું?'

'ચંદા! બેટા, મને લાગે છે કે કાંઈ કપટ છે. હું હમણાં જ તપાસ કરવા જાઉં છું, પણ તે પહેલાં, તને એક વાત કરવા આવ્યો છું, ખાનગી છે હો!' સ્વામીજીથી સહજ જ આસપાસ જોવાઈ ગયું. ગોવિન્દ, દેવદાન પાસે ફરતો હતો. તે સિવાય બધું શાંત હતું.

'એવું છે ચંદા! કે કેસરનું ખૂન થયું છે!'

ચંદા ફિક્કી પડી ગઈ. સ્વામીજીએ તે જોયું.

'હવે એનો ખૂની કોણ છે એનો પત્તો મળ્યો નથી. પણ સ્વામીજી કહેવું કે ન કહેવું એ નિશ્ચય કરી શક્યા નહિ.'

'પણ-શું ?'

'કેસર સાથે સૌથી વધારે પરિચય . . . તું સમજે છે નાં ?'

'હા, એને હતો.' ચંદા ધ્રૂજી.

'એટલે કદાચ તકરારનો અંત એમ આવ્યો હોય . . . તને કાંઈ ખબર છે બેટા ! સાચું બોલજે . . . ઉપર ઈશ્વર છે એ યાદ રાખજે.'

'બીજી કાંઈ ખબર નથી, પણ, છેલ્લા બે દિવસ થયાં, એમનું મન વિહ્વળ રહેતું. અને કેસરના ખૂનની વાત તો કાલે રાત્રે અમસ્તી જ થઈ હતી.'

'પણ મહેન્દ્ર એવું કામ કરે ? તને શું લાગે છે ?'

'એનામાં એટલી દુષ્ટતા હોય એ માની શકાય નહિ.' સ્વામીજી કાંઈ બોલ્યા નહિ. પણ એનું મન વધારે નિશ્ચિત થતું લાગ્યું: 'બેટા ચંદા ! હવે જે હોય તે. હું મહેન્દ્રને છોડાવવા પ્રયાસ કરું છું. તું શુદ્ધ છો, ને તારી શુદ્ધિ અખંડ રહો !'

ચંદા કાંઈ બોલે તે પહેલાં, મહન્ત પાછા ફર્યા હતા. ને વહાલભરી એક ટાપલીથી ગોવિન્દને આશીર્વાદ આપતા ચાલ્યા ગયા.

૬

નં: ૪૫ ના મોહક આંકડા નીચે, 'મૃત્યુંજય' સભાના સર્વ સભાસદો તે દિવસે સવારે હાજર થયા હતા. કેસરના ખૂનીની ખરી શોધ કરવા તેઓ તૈયાર થતા હતા. ત્યાં, સૌને ખબર મળ્યા કે મહેન્દ્ર પકડાયો છે !

થોડી વારમાં જ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અને હરગોવિન્દ પણ આવી પહોંચ્યા. હરગોવિન્દે, નથુને લાલચ આપી, ફરિયાદ કરનાર બનાવ્યો હતો. ને તેથી મહેન્દ્રે તે રાત્રે તેને સૂચના આપી હતી તેમ નં: ૪૫ માં હાજર થઈ પોતાની વાત સભામાં કહેવાને બદલે, તે અત્યારે હરગોવિન્દ સાથે હતો! ને લાલકુંવર તો હરગોવિન્દના પક્ષમાં ભળવા તૈયાર હતી: એટલે આ પ્રમાણે કેસરના ખૂનીનો બરાબર પત્તો મેળવી, હરગોવિન્દ, હવે નં: ૪૫ માં કાંઈ ગોટો છે કે નહિ એ જોવા પોતાના 'કાકા સાહેબ'ને લાવ્યો હતો!

પણ તેમની બધી ધારણા વ્યર્થ ગઈ:

બરાબર બારના ટકોરા થયા: ને બારણામાં, એક ભવ્ય મૂર્તિ દેખાણી. પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ને હરગોવિન્દ તેમના તરફ જોઈ રહ્યા. પણ તે મૂર્તિ—અડગ નિશ્ચયથી આગળ વધતી હતી: તેની પાછળ એક જુવાન નીચે મોંએ ચાલ્યો આવતો હતો. બરાબર, પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની સામે તે અટક્યો:

'હું મહેશ્વરાનંદ—રાજેશ્વરનો મહંત તમારી પાસે, કેસરના ખૂની તરીકે અહીં ઉભો છું!'

'હેં!' હરગોવિન્દની રાડ ફાટી ગઈ: તેનો આનંદ તે દાબી શકે તેના કરતાં પણ માપમાં વધી ગયો હતો! સુપ્રીન્ટેન્ડેન્ટે એક દૃષ્ટિથી, હરગોવિન્દને વીંધ્યો.

'તમે તમારા ખૂનનો એકરાર કરો છો કે બચાવની તૈયારી કરવા માંગો છો?'

આકાશમાંથી જેમ ગંભીરમેઘ રસ વરસાવે તેમ સ્વામીનો મધુર અવાજ, એક છેડાથી બીજા છેડા સુધી ગાજી રહ્યો.

'હું સાધુ છું ને પશ્ચાત્તાપ કરવો એ સાધુનું કર્ત્તવ્ય

છે. હું ખુલ્લા દિલથી એકરાર કરું છું કે મહેન્દ્રપ્રતાપ મજૂ-મદારને કેસરના મોહમાં સળગતો જોઈ તેમાંથી તેને ઉગારવા મેં કેસરનું ખૂન કર્યું છે. જે છરી પોલીસને મળી પણ નથી તે આ મારા નામવાળી છરી, સહીસલામત મારી પાસે છે!'

કાળા લોહીવાળી છરી જોઈ ઘણાની આંખે કમકમાં આવ્યાં. હરગોવિન્દ એક ખૂણામાં, એક જણની પાછળ જરા લપાયો. તેના મોં પર લોહી ચડી આવ્યું હતું, ને તે પેલા જુવાન સાધુની દૃષ્ટિ ભૂલાવવા યત્ન કરતો હતો.

જેમ મૃત્યુંજય સભા પાસે મહંતે પોતે ખૂન કર્યું છે એવો ખુલ્લો એકરાર કર્યો હતો, એવો જ સ્પષ્ટ એકરાર તેમણે ભર કોર્ટમાં પણ કર્યો. હરગોવિન્દે નથુ, લાલકુંવર વગેરેની સાક્ષી પરથી સાબીત કરવા નિશ્ચય કર્યો કે મહંતને એ કામની પ્રેરણા મહેન્દ્રે જ આપેલી. એ વાતમાં પણ એને અરધી સફ-ળતા તો મળી જ. અને કોર્ટે ફેંસલો આપ્યો કે ખૂન કરનાર મહંત છે છતાં, મહેન્દ્ર આડકતરીરીતે તેમાં સંડોવાયેલ છે, માટે તે પણ સજાને પાત્ર છે.

૭

આ વાત જૂની થઈ ગઈ. સ્વામીજીએ હસતે મોંએ ફાંસી સ્વીકારી લીધી. પણ તેમની ધારણા પૂરેપૂરી સફળ થઈ નહિ. મહેંદ્રને પણ સ્વામીના સહાયક તરીકે પાંચ વર્ષની સજા મળી હતી. એ ન્યાય થઈ ચૂક્યો, અને એ વાત પર ત્યારપછી સતરસો નેવું રાત્રિઓ ચાલી ગઈ! પછી તો મહેં-દ્રને છુટવા આડે માત્ર ચાળીસ રાત્રિ બાકી રહી!

એક દિવસ પોતાના કેદખાનામાં બેસીને મહેન્દ્ર એકી નજરે, ચાલતાં પાંદડાં જોઈ રહ્યો હતો: ત્યાં અચાનક બારણું

ખૂલ્યું, ને એક આધેડવયના નવાકેદીને લઈને જેલર આવ્યો. આવનાર કેદીનો ચહેરો ખૂબ કડક હતો. તેનું નાક, ને આંખો, આ સખ્તાઈમાં વધારે કર્કશતા પૂરતાં હતાં. તે વધારે પડતો ઉંચો હતો: અને તેના સ્વભાવની કડવાશ તો, ચહેરા પર સ્પષ્ટ જ હતી. તેને આવતો જોઇને, મહેન્દ્ર તેની સામે જોઈ રહ્યો: ચહેરો પરિચિત લાગ્યો, પણ ફેરફાર એટલા બધા લાગ્યા, કે તે એકદમ કળી શક્યો નહિ.

આવનારને પાસેની એક જગ્યા દેખાડી, જેલર ચાલતો થયો. તે વખતે સાંજ પડવા આવી હતી, ને રાત્રિનો આછો અંધકાર શરૂ થયો હતો. પેલો નવો આવનાર માણસ ત્યાં આખી રાત શાંત પડ્યો રહ્યો.

સવારે મહેન્દ્ર ઉઠ્યો, ત્યારે નવો કેદી હજી સૂતો હતો. ઘણીવાર થઈ પણ તે ઉઠ્યો નહિ. મહેન્દ્રે એને બોલાવ્યો, પણ તેણે જવાબ આપ્યો નહિ. જેલર આવ્યો, ત્યારે તેણે મોં ઉઘાડીને તેની સામે જોયું. મોં લાલચોળ બની ગયું હતું, ને તે સખ્ત તાવથી ધ્રૂજતો હતો! તે દિવસ તો એમને એમ પસાર થયો.દવાખાનામાં,પૂરતા દર્દી હતા,અને એક જગ્યા ખાલી હતી નહિ તેથી કેદખાનામાં જ તેની સારવાર કરવાની ગોઠવણ થઈ.

દર્દી ભારે દુઃખથી, દર ઘડીએ બૂમ મારતો હતો: અને મહેન્દ્ર તેને વારંવાર પાણી પાઈને શાંત કરતો હતો: પણ દર્દી લગભગ બેભાન અવસ્થામાં જ હતો. ત્રીજે દિવસે તેની સ્થિતિ ભયંકર થતી ચાલી: તે રાત્રે ડૉક્ટર દવા આપીને ગયા પછી, મહેન્દ્ર, તેનું માથું ચાંપી રહ્યો હતો. અચાનક દર્દીની આંખ ખુલી ગઈ. એક ખૂણામાં, ઝાંખો દીવો બળ્યા કરતો હતો, ને બહાર પવનના સૂસવાટ વચ્ચે

વરસાદની ધારા પડી રહી હતી! દર્દીએ આંખ ખોલીને મહેન્દ્ર સામે જોયા કર્યું: મોટી દાઢી ને વાળથી, તે કદાચ ડરતો હશે, એમ મહેન્દ્રને લાગ્યું: પણ પેલો દર્દી અચાનક સફાળો બેઠો થઈ ગયો: તેના શરીરમાં તાવ તો ધગધગતો હતો: તે મહેન્દ્ર તરફ ફાટી આંખે એકી ટશે જોઇ રહ્યો. મહેન્દ્રને લાગ્યું કે દર્દીએ પોતાની બુદ્ધિ ગૂમાવી છે!

'બસ, આજ રાત્રિ! વૈશાખ વદ ૧૨ આજે પાંચ વર્ષ પૂરાં થયાં!'

મહેન્દ્ર પગથી માથા સુધી ધ્રૂજી ઉઠ્યો: દર્દીની આંખમાં ચોખ્ખી ઘેલછા હતી!

'ભાઈ! તું નિરાંત કરીને સૂઈ જા!...'

નિરાંત?...' દર્દી ખડખડાટ હસ્યો: રાત્રિમાં, એના અવાજનો પડઘો, વધારે ભયંકર બનીને પાછો ફર્યો: ' નિરાંત? શાંતિ?' ફરી તે એનું એ બોલ્યો. મહેન્દ્રે તેનો હાથ પકડ્યો. હાથની નાડી વેગમાં, ઝપાટાબંધ, ચાલી રહી હતી, ને તેમાંથી ધગધગતા અંગારા જેવી અગ્નિ ઝરતી હતી.

દર્દી તેની સામે જોઈ રહ્યો પછી બોલ્યો: પણ અવાજ એકદમ મંદ પડી ગયો હતો: 'ભાઈ! તારું નામ?...' મહેન્દ્રે તેની સામે જોયું પણ કાંઇ જવાબ આપ્યો નહિ. દર્દી ફરીવાર બોલ્યો: આ વખતે તેનો અવાજ વધારે ક્ષીણ હતો: 'ભાઈ! તારું નામ?'

'મહેન્દ્રપ્રતાપ મજૂમદાર!'

'હાય!...' દર્દીએ એક ભારે દુઃખની ચીસ પાડી, ને નીચે ઢળી ગયો: મહેન્દ્રપ્રતાપના પગ પાસે તે લાંબો થઈને પડ્યો: પગ ચૂમવા માંડ્યો: તેની ધૂળ ચાટવા લાગ્યો.

'હું કોણ છું? તમને ખબર છે?' તેણે પોતાનું મોં નીચેથી ઉપર લાવ્યા વિના જ બળતા અવાજે કહ્યું:

'ભાઈ! બાપુ! પ્યારે ભાઈ! બેઠો થા: પછી વાત કર!'

'ના. . .ના. . .ના. . .ના' કેદીએ પોતાના દાંત કચકચાવીને જોસથી ઉત્તર આપ્યો: 'તમે પહેલાં મારું નામ સાંભળો—મારું નામ હરગોવિન્દ!'

'હેં! આહ ભાઈ! તારી આ દશા? હરગોવિન્દ! બેઠો થા: મારાથી તારે મોં છૂપાવવાનું કારણ નથી! તને જોઈને મને ભારે આનંદ થાય છે. એક ગામના બે કેદી. આહ! ઇશ્વર તું પણ કેવો . . .'

'અન્યાયી છો!' કેદીએ વચમાં જ જવાબ વાળ્યો.

'એમ નહિ ભાઈ!'

'સાંભળો! સાંભળો! હજુ સાંભળો: વૈશાખ વદ ૧૨. આજે બરાબર પાંચ વર્ષ પૂરાં થયાં. તે દિવસે તો એણે—તમને મળવા રંગરેજને કહીને અસલ કસુંબલ ભાતની ઓઢણી ઓઢી હતી! સાંભરે છે? મહેન્દ્ર! એ—એ કેસરનું ખૂન કરનાર—હું પોતે!' છેલ્લો શબ્દ બોલતાં હરગોવિન્દે ડુસકો મૂકયો.

'હેં!' મહેન્દ્ર બે ડગલાં પાછળ હઠી ગયો: તેની કલ્પના એકદમ પાંચ વર્ષ પાછળ દોડી ગઈ. કસુંબલ રંગની ઓઢણી ઓઢેલી, હલેસાં મારતી જળકુકડી જેવી કેસરની મૂર્તિ હવામાં ખડી થઈ ગઈ: ચારે તરફથી અવાજ આવતો લાગ્યો: 'વૈર! વૈરશુદ્ધિ! વૈરશુદ્ધિ!'

અને તરત જ સરુનું કુમળું ગમગીન મોં ચંદાની સોડમાં છૂપાયેલું—આગળ તરી આવ્યું: એનું મન, એના ઘર પાસે, બમણા વેગથી દોડી ગયું: તેમાં ખેલતો ગોવિન્દ

દેખાયો : ને તેની પાછળ ચંદા ઉભેલી હતી ! અરે ! આ એક દુષ્ટાત્મા માટે કેટલો ભોગ આપવો પડ્યો છે . . . તેને આ વિચાર આવતાં જ તે વધારે પાછળ હટ્યો. હવે ? અરે ! જે દુષ્ટાત્માના કૃત્યથી–પોતે ગોવિન્દને–' કાલે તારે માટે ખાવાનું જરૂર લાવીશ હો ' એમ કહીને પરબારો ઘેરથી ચાલતો થયો છે–અને મહંત–

એની આંખમાંથી ક્રોધનાં ને દુઃખનાં આંસુ નીકળી પડ્યાં. તે વિચાર પણ કરી શક્યો નહિ.

' બસ, એ જ, એ જ ! તારી માફી નહિ, પણ દંડ માગું છું ! ' દર્દીએ ભારે દુઃખમાં જ કહ્યું : ' મને દંડ આપ ! દંડ આપ ! દંડ વિના મારો ઉદ્ધાર નથી ! '

પણ મહેન્દ્રની વિચારમાળા પાછી ચાલી રહી હતી : ' અને મહંત–' એ શબ્દની સાથે જ મહંત મહેશ્વરાનંદની સૌમ્ય મૂર્તિ મીઠું મીઠું હસતી ખડી થઈ ગઈ. આહ ! એણે મને ઉગારવા જ પેલું ખૂન માથે લીધું–મહેન્દ્રના હૃદયમાં એકદમ વિજળીનો આંચકો લાગ્યો : ગુરુનું સ્વાર્પણ જીવતા શબ્દોમાં સામે ખડું થયું. તેણે હરગોવિન્દને જમીન ઉપરથી ઉઠાડવા પ્રયત્ન કર્યો.

' અરે ! ભાઈ, બેઠો થા, બેઠો થા. એ વર્ષો તો ફૂલની માફક વહી ગયાં ! આવ, આપણે નવું જ જીવન શરુ કરીએ ! '

તેણે હરગોવિન્દને ધીમેથી ખાટલામાં નાખ્યો ને પોતે તેનું માથું ચાંપતો બેઠો. હરગોવિન્દ બીજા ત્રણ દિવસ તો તદ્દન બેશુદ્ધ રહ્યો : પછી, ધીમે ધીમે તે સારો થતો ગયો, પણ હજી તાકાત આવી ન હતી. એક દિવસે, અચાનક જેલરે આવી, સારી ચાલચલગત માટે મહેન્દ્રના બાકીના દિવસ માફ થવાનું જણાવ્યું.

'પણ મારે પૂરી સજા ભોગવી છૂટવું છે' મહેન્દ્રે ઉત્તર વાળ્યો. તેને હજી હરગોવિન્દની તંદુરસ્તી માટે જરાક શંકા હતી; ને તેટલા માટે ત્યાં વધુ રહેવા માગતો હતો.

તે રાતે હરગોવિન્દ, મહેન્દ્રના ખોળામાં માથું મૂકી ખૂબ રોયો: ને રોતાં રોતાં પોતાની જીવનકથા કહી સંભળાવી: પોતે કેવી રીતે લાલકુંવર મારફત કેસરને મેળવવા યત્ન કરતો હતો: કેસરે તેના પ્રેમને ધિક્કારી કાઢ્યો: કેવી રીતે લાલકુંવર મારફત જ, મહેન્દ્રની છરી મેળવી ને છેવટે તે દિવસે, તે તમને મળવા આવનાર છે એ ખબર મળતાં, કેવું ક્રૂર ખૂન કર્યું તે!–તે પહેલાં જ–તમારી ને કેસર વચ્ચે તકરાર થઈ છે–એવી ગપ્પ ઉડાડનાર પણ પોતે જ! ખૂનનો ખુલ્લો એકરાર! સ્વામી મહેશ્વરાનંદે ખૂન પોતા પર ઓઢ્યું તે સાંભળી પોતે કેવો રાજી થયો–હરગોવિન્દે આ સઘળી વાત કરીને પોતાનું જીગર હલકું કર્યું. પછી પોતાના કૃત્યનો બદલો મળવાનો હોય તેમ પોતે એવા બીજા કૌભાંડમાં સપડાઇ ગયો. તેના કાકા–જે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હતા–તે મૃત્યુ પામ્યા હતા, ને તેથી પોતે નિઃસહાય હતો. તેના પર અપરાધ સાબીત થયો, ને સાત વર્ષની સખ્ત સજા ભોગવવા આંહી આવ્યો હતો! . . .

પોતાના ગામના છેલ્લા સમાચાર વિષે મહેન્દ્રે પૂછ્યું પણ તેને ખબર પડી કે હરગોવિન્દ પાંચ વર્ષ થયાં કેદમાં છે. ને છેલ્લી કેદમાંથી જ આંહી તેને બદલ્યો છે.

છૂટવાને દિવસે, બન્ને ભાઈની પેઠે ભેટયા ને રડયા. હરગોવિન્દનું હૃદય ચીરાઇ જતું હતું. ભારે હૈયે મહેન્દ્રની રજા લઇ, તે કેદખાનામાં પાછો ફર્યો.

૮

મહેન્દ્ર કેદમાંથી છૂટીને સીધો ઘેર જવા નીકળ્યો ! સરુનું કુમળું મોં અને ગોવિન્દનાં તોફાન આખે રસ્તે તેની સામે તર્યાં કર્યાં. એનો આત્મા કલ્પનામાં, બાળકો સાથે રમત કરતો હતો, ને શરીર આગળ ચાલ્યું જતું હતું.

તે બજારમાંથી ધીમે ધીમે પસાર થઈ ગયો. એક દુકાનમાં ભારે ઠાઠમાઠથી રમકડાં ગોઠવ્યાં હતાં. તે ત્યાં ઘડી ઉભો રહ્યો : કાંઈક જોયા કર્યું. ને પછી, એક પછી એક રમકડાં ખરીદવા લાગ્યો ! એણે પુષ્કળ રમકડાં ખરીદ્યાં. ને પછી ત્યાંથી ચાલ્યો ! રસ્તામાં, સૂકા મેવાવાળાને ત્યાંથી, ફળવાળાને ત્યાંથી કાંઈ ને કાંઈ ખરીદી કરી. પોટલું ઉપાડીને મહેન્દ્ર ઉતાવળે પગલે ઘર તરફ વળ્યો. ઘર પાસે તે પહોંચ્યો ત્યારે છેક સાંજ થઈ ગઈ હતી. ઘેર એકલો બુઢ્ઢો દરવાન એ ના એ ઓટલા પર માળા ફેરવતો બેઠો હતો : પાસેના ફાનસમાંથી તેના ધોળા નિમાળા પર પ્રકાશ પડતો હતો.

મહેન્દ્રે ધીમેથી બારી ખોલી : હજી તે ઉઘાડી જ હતી. 'કોણ ?' દરવાને પૂછ્યું !

'હું' મહેન્દ્ર થડક્યો : 'હું મહેન્દ્ર !'

'આહ ! મારા ધણી' દરવાન માળા મૂકી દઈને તેની સામે દોડ્યો : 'હજી કાલે મને સ્વપ્નું આવ્યું કે તું આજે આવે છે, ને તું આજે આવ્યો પણ ખરો ! વાહ ! ઈશ્વર ! વાહ !' તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં : તેનો સાદ ફાટી ગયો ! 'ગોવિંદ ! સરુ ! ચંદા દેવી ! આંહીં આવો કોણ આવ્યું છે, જુઓ !'

ઘરમાં એકદમ ખળભળાટ થયો. સૌથી પહેલો ગોવિંદ

હતો : તેનો મર્દાનગીભર્યો અવાજ આવ્યો :

'કોણ છે? . . . એ . . .'

મહેન્દ્ર તેની સામે દોડયો. તેને ઉપાડી લીધો : તેનો ભાર, કાંઈ લાગ્યો જ નહિ. મહેન્દ્ર તેની સામે નિહાળી નિહાળીને જોવા લાગ્યો.

'બેટા! ગોવિન્દ ઓળખે છે?'

ગોવિન્દે તેની કેડમાંથી ઉતરવા આંચકો માર્યો : તેણે તેનો ખભો પકડયો : 'મુકી દે' ગોવિન્દ તેના નિમાળાવાળા બિહામણા મુખ તરફ જોઈ રહ્યો : 'કોણ છો તું?' તે હવે વધારે જુસ્સાથી બોલ્યો. એ જ વખતે ચંદા બહાર આવી. પેલી તરફથી દરવાન દોડતો આવતો હતો.

ચંદાનો પહેલાં જેવો જ મધુર અવાજ આવ્યો: 'બેટા! ગોવિન્દ! શું છે? આકળો કાં થાય! કોણ છે?'

પાંચ વર્ષ પહેલાં સાંભળેલો ચંદાનો અવાજ ચંદાની આખી મૂર્તિ ખડી કરતો, મહેન્દ્રની સામે ઉભો. તેણે તરત જ જવાબ વાળ્યો : 'ચંદા! દેવી! એ તો હું.'

તેનું વાક્ય પૂરું થાય તે પહેલાં તો ચંદાનો સુંદર સાળુ ધૂળમાં રગદોળાતો હતો : અને તેના પગ પાસેથી ચંદાના સુંવાળા રેશમ જેવા વાળ ધૂળ વાળી રહ્યા હતા!

'ગોવિન્દ! ગોવિન્દ!' તે નીચે મોંએ જ, મહેન્દ્રના પગ પાસે પડી બોલી 'જો, જો, એ તો તારા બાપુ છે!'

અને સરુ બિચારી કુમળી છોડી–છેટેથી આ બધું જોયા કરતી હતી.

મહેન્દ્ર સાથે સૌ ઘરમાં ગયા. મહેન્દ્રે પાંચ વર્ષનાં ચોખ્ખાં સ્નાન કર્યાં ને જમવા બેઠો.

તેની થાળીમાં કંસાર જ પ્રથમ આવ્યો : તે ચંદા સામે જોઈ રહ્યો : ચંદા મીઠું હસી : 'તમારા આવવાનું સ્વપ્ન મને– અને દેવદાનને બન્નેને કાલે આવ્યું હતું ! પણ રહો એ વાત પછી–' વ્હાલસોઈ માતા જેવી ચંદામાં હજી એટલી જ ઉષ્મા ભરી હતી–તેણે ભજીયાંની સામગ્રીની તૈયારી કરી !

'ચંદા ! શું કરવું છે ?'

'એ તો જરા તમે જમો–ન જમો ત્યાં તમને ઉનાંઉનાં ભજીયાં બહુ ભાવે છે નાં, એટલે કીધું, બે ચાર કરી નાખું !'

એ નું એ વાતાવરણ : મહેન્દ્રના મોંમાંથી પેલો જૂનો શ્લોક આજે નવા સ્વરૂપમાં આવ્યો : इयं गेहे लक्ष्मी !–

'હવે, મારે તમારા ઘરની લક્ષ્મી નથી થવું હો !' ચંદા હસી. 'તમે આ ભજીયાં લ્યો–ને પછી મને–નિરાંતે– ઘરની લક્ષ્મી બનાવ્યા કરજો ! ગોવિંદ ! બેટા બહાર કોણ છે જો તો ?'

બહાર જરા ખખડાટ થયો. દેવદાન તથા અમરનાથ ત્યાં હતાં : અમરનાથ અંદર આવ્યો.

'તમારા સુખમાં ભંગ નથી પડાવતો કે ?' ભોગથી પર યોગીના જેવી વિશુદ્ધિ છતાં, અમરનાથે, એક રસિકને છાજે તેવી દૃષ્ટિ પકડી. મહેન્દ્ર જમતો જમતો જ બેઠો થઈ ગયો. અમરનાથને જોતાં જ તે ગળગળો થઈ ગયો. તેના પગમાં પડ્યો :

'હવે તમે પણ જમવા બેસો–ચંદાએ અમરનાથ માટે પણ પાટલો ઢાળ્યો : ને ને દેવદાન ! આંહી આવ તો–જો તું આંહી બેસી જા !'

ગુરૂ–નોકર–ને શેઠ ત્રણે જણા ત્યાં જમવા બેઠા.

'દેવદાન! તને શું સ્વપ્નું આવ્યું?' મહેન્દ્રે પોતાના વૃદ્ધ દરવાનને પૂછ્યું. આવી અખૂટ શ્રદ્ધાની દોરી વર્ષો થયાં ચાલી આવે છે, એ જાણીને, એનું અંતઃકરણ આજે તેના પ્રત્યે વધારે મમતાથી ઢળ્યું હતું.

'જાણે કે સ્વામી મહેશ્વરાનંદ મને મળ્યા. ને કહ્યું, કે. તે દિવસે તેં મારે માટે બારી ખુલ્લી રાખી હતી, તેમ, આજે તારા ધણી માટે રાખજે!'

'હેં! તેં કયે દિવસે બારી ખુલ્લી રાખી હતી?'

'જી! આપ કેદમાં ગયા, તેની આગલી રાત્રે સ્વામીજી રાત્રે બાર વાગ્યે પધાર્યાં હતા, ને આપની સાથે વાત કરી તરત પાછા વળ્યા. બીજે દિવસે સવારે તો આપ પકડાયા!'

મહેન્દ્રની આંખમાં આભારનાં આંસું દેખાયાં.

અમરનાથ કાંઈ બોલ્યો નહિ: મહેન્દ્રે તેની સામે જોયું, 'સ્વામીજી! આ શું કહે છે?–જે દિવસે હું પકડાયો તેની આગલી રાત્રે સ્વામીજી મને મળ્યા જ નથી.'

'તમને મળવા આવ્યા ન હતા: સાંભળો પૂરી વાત કહું.' તેણે પોતાનો અવાજ ચોખ્ખો કર્યો: સ્વામીજીએ સોંપેલું મજૂમદારની કુટુંબશુદ્ધિનું કાર્ય આજે થાય છે, એ વિચાર આવતાં તેના ગુરુની મૂર્તિ નજર આગળ તરી આવી. તેણે બધા ભાવો દાબીને આગળ ચલાવ્યું:

'કેસરનું ખૂન કેવા સંજોગોમાં થયું તે તો તમને ખબર છે?'

'હા.'

'ત્યારે તે રાત્રે સ્વામીજી, છાના આંહી આવેલા, ને તમારી તથા ચંદાની વાત સાંભળી ગયેલા. પછી, તેમણે મને

મંદિરના ચોગાનમાં બેસારીને કહ્યું કે મહેન્દ્રે ખુન કર્યું છે ! ને ચંદાના આંસુ મારાથીજોઈ શકાશે નહિ અને–'

ચંદા પોતાના છેડાથી આંસુ લૂછતી હતી, તે અમરનાથે જોયું.

'અને મારું વૃદ્ધ શરીર, એ ખૂનનો આરોપ લઈને ફાંસીએ ચઢે, એ વધારે સારું લાગે છે ! તમારી છરી પણ તેમને જ–જંગલમાંથી મળી આવેલી !'

મહેન્દ્રના અંતઃકરણમાં વિજળીના આંચકા લાગતા હોય તેમ થવા લાગ્યું : ચંદા તો આંસુ રોકી શકી નહિ :

'મારી છરી ? આખો દિવસ જંગલમાં શોધી–ક્યાં ગૂમાવી છે તે ખબર પડી નહિ, તે તેમને મળી આવી ?'

અમરનાથ મૂંઝ્યો. હજી પણ મહેન્દ્ર ખૂન સંતાડવા ઇચ્છે છે કે શું ?

'હા. અને તમે ખૂન કર્યું—'

મહેન્દ્રનો અવાજ વધારે કરુણ બન્યો 'મેં ખૂન કર્યું ? સ્વામીજી ! ચંદા ! સાચું બોલજો–શ્રદ્ધાથી કહેજો, તમે મને હજી પણ ખૂની જ ધારી રહ્યા છો ?'

ચંદાના મોં પર આછો ઉજાસ આવી ગયો : 'ઇશ્વરની સાક્ષીએ, મેં હમેશાં માન્યું છે કે તમે કોઈ દિવસ ખૂન કર્યું નહિ હોય !' મહેન્દ્ર તેની સામે જોઈ રહ્યો : એની આંખમાંથી, આટલી શ્રદ્ધા પ્રત્યે અખંડઝરણારુપે એકલો નિર્મળ પ્રેમ વહેવા લાગ્યો.

'અને સ્વામીજી ! તમે ?'

'હું માનું છું કે . . . ખૂન તમારા હાથે થયું છે !'

'ચંદા સાચી છે !' મહેન્દ્ર બોલ્યો : પછી તેણે હરગો-

વિંદની વાત સૌને સંભળાવી. પણ સૌ જમીને ઉઠયા, અને પાછી મહેશ્વરાનંદની વાતો નીકળી: મહેશ્વરાનંદના સ્વાર્પણે પોતે જીવતો છે ને ચંદા મળી છે–એ વિચાર આવતાં–મહેન્દ્રની આંખમાંથી સ્વામીનું નામ સાંભળીને આંસુ નીકળવા લાગ્યાં: છોકરાં પણ રોયાં !

મોડી રાતે જ્યારે અમરનાથ ઉઠયો ત્યારે મહેન્દ્ર બારે ગંભીર બની ગયો હતો. તેની સમક્ષ આજે જૂના જીવનનો ઇતિહાસ પડયો હતો: એક તરફ વિશુદ્ધ પ્રેમની મૂર્તિ ચંદા, બીજી તરફ શ્રદ્ધા ને સેવાની પ્રતિકૃતિ જેવો દેવદાન, ત્રીજી તરફ નરી સુંદરતા ને નિર્દોષતા જેવાં બે છોકરાં: ને સૌની ટોચે એકલું શુદ્ધ સ્વાર્પણ–સ્વામી મહેશ્વરાનંદ ! પાંચ પાંચ રત્નોની તેજછાયા તેના પર પડયા પછી આજે તેના જીવનની તમામ આંટીઘૂંટી છૂટી ગઈ હતી. તેને મહેશ્વરાનંદના શબ્દો સાંભર્યા: ‘ સમય અને અનુભવ જ તને ફેરવશે. જ્ઞાન, લાગણીપ્રધાન ને વિચિત્ર મનુષ્યમાં ભાગ્યે જ ફેરફાર કરે.’

આ ફેરફારની તક આપવા, સ્વામીજીએ પોતાનો દેહ છોડયો છે, એ વિચાર આવતાં, તે ગળગળો બની ફરી રોઈ પડયો: તેણે રોતાં રોતાં જ અમરનાથને કહ્યું : ‘ મહાનુભાવ ! રાજેશ્વરની ગુરુપરંપરાએ આ કુટુંબનો ઉદ્ધાર કર્યો છે. તમારા ગુરુના મૃત્યુ માટે, જીવન કાઢી આપું, એવું થાય છે. ’

‘ જીવન કાઢવાની જરુર નથી: મહેન્દ્ર ! તારું જીવન કર્યું એટલે બસ. આવી પળ લાવવા માટે સ્વાર્પણ કરવું એ તો અમારો ધર્મ છે ! ’

‘ સ્વામીજી ! આવી જ દૃષ્ટિ આ મારા ગોવિંદ પર રાખજો. ગોવિંદ ! આંહી આવ, અને ગુરુને ચરણે પડ ! ’

ગોવિંદ મહંત પાસે નમી પડયો.

'બેટા ! સુખી રહે ! અને તારે જરૂર પડે ત્યારે અમરનાથનો દેહ માગી લેજે.' છેલ્લો શબ્દ બોલતાં જ અમરનાથ ઉઠયો. સૌ બહાર આવ્યાં, ત્યાં ચાંદની ખીલી હતી, ને દૂર કોઈના ફળીમાંથી, રાસડાની રમઝટ આવતી હતી. પણ શાંત રાત્રિમાં શબ્દો સોંસરવા નીકળે તેવા ચોખ્ખા હતા.

'બાર બાર વરસે માધાવાવ ગળાવી,
તો યે ન નિસર્યાં નીર, મારા વ્હાલા—'

અર્થભરી દષ્ટિથી સૌ એક બીજાની સામે જોઇ રહ્યા:

'મહેશ્વરાનંદ ! **અનાથબંધુ !**—તને હવે શું અર્પણ કરું ?' મહેન્દ્રથી હૃદય ફાટે તેવા અવાજે બોલાઈ ગયું. પેલા લોકગીતે તેને, મૂળમાંથી હચમચાવી મૂકયો. 'કાંઈ નહિ' અમરનાથે જવાબ વાળ્યો: 'માત્ર શુદ્ધ જીવન !' અને પછી તે તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

આખું કુટુંબ ઘરમાં પાછું ફર્યું, પણ સૌની નજર આગળ પાંચ વર્ષ પહેલાં થયેલું સ્વાર્પણ આજે જ થયું હોય તેમ તરી રહ્યું હતું ! કેટલી જૂની વાત તે કેવી નવી લાગે છે !

ચંદા પાછી ફરતાં, તેના પગે પોટલી અથડાણી. તેણે તે તરત ઉપાડી. અંદર જૂએ છે ત્યાં રમકડાં . . . .

તે હસતી હસતી બોલી: 'ગોવિંદ ! સરુ ! આંહીં આવો. આ તમારા માટે તમારા બાપુ લાવ્યા છે. જુઓ !'

છોકરાં દોડયાં. ને ગંભીર બનેલો મહેન્દ્ર પણ પાછળ હસતો હસતો આવ્યો:

'લ્યો તમે રમો—' ચંદાએ ઢગલો કર્યો.

ગોવિંદ, હસી પડયો; 'લ્યો ભાઈ ! આ બાપુ પાછા

આજ અમને ફરી રમાડવા બેઠા !'

ભારેખમ વાતાવરણ ઉડી ગયું. ને ઘર પાછું રમતિયાળ બની રહ્યું. ચંદા મહેન્દ્રને જોઇ ખડખડાટ હસી પડીઃ 'તમારા મનને એમ હશે કે ગોવિંદને રમકડાં હજી પણ ગમતા હશે!

'ચંદા ! હું તો ગોવિંદને એવડો જ ધારીને આવ્યો હતો, જાણે એક પણ દિવસ ગયો નથી !'



છોકરાં સૂતાં, પણ પાંચ પાંચ વર્ષના વિયોગી બન્ને જીવોએ તો રાત્રિભર વાતમાં વિતાવી દીધીઃ ચંદા હસતી હસતી કહે છે; 'હવે તમે તો મને ઘરની સાચી લક્ષ્મી બનાવીઃ પણ ચંદનરસ જેવી ઠંડી બનાવતા નહિ હો! . . .'

મહેન્દ્ર ક્યારેક કરતો હોય છે ને ચંદા પાછળથી છાની સાંભળે છે, ત્યારે મહેન્દ્રનો જૂનો શ્લોક इयं गेहे लक्ष्मी તો સભળાય છે જઃ પણ તરત જ પાછળ–બીજી એક તૂક આવે છેઃ

**મુખ મેરા હોવે ઉજલા**
**મેરી નાલ ગુરાંદે બનાવે !**

કોઇ આસપાસ ન હોય તો ચંદા ધીમે પગલે એની આંખો દબાવીને પૂછે છેઃ 'મહેન્દ્ર ! આ વળી નવી ગોખવાની લીંટી ક્યાંથી શોધી કાઢી ?'

અને એનો અર્થ સમજતાં, બન્નેની સમક્ષ, ગુરુ મહેશ્વરાનંદની પવિત્ર મૂર્તિ–તેમના ઘર તરફ આવતી–દૂર દૂરના ક્ષિતિજમાં દેખાય છે !

## ગૃહ ત્યાગ

નોકરિયાત જીવનમાં રવિવારનો મહિમા દક્ષિણના ગણેશચતુર્થીના ઉત્સવથી ઓછો નથી. આજે રવિવાર હતો એટલે હું નિરાંતે જમીને હમેશના નિયમ પ્રમાણે બે પાન ચડાવી, આરામખુરશીમાં પડ્યો. મારી નોકર મોતીએ પાસે ટેબલ મૂકયું ને રીઝરની સિગારેટની ડબ્બી તથા દિવાસળીની ડાબલી મૂકયાં. જરાક હાથ લાંબો કરું ત્યાં પહોંચે એટલે છેટે એક નૉવેલ પડયું હતું: લાંબા પગ કરી મેં આરામ ખુરશીમાં લંબાવ્યું ને નૉવેલ હાથમાં લઈ, સિગારેટ સળગાવી. સિગારેટમાંથી ધૂમાડા નીકળવા મંડ્યા ને હું નૉવેલમાં વધારે ને વધારે તલ્લીન થતો ગયો. પણ આરામભરેલી પ્રમાદની આ પળો વધારે ટકી નહિ: થોડીવારમાં જ 'સાહેબ . . . લે . . . જો' એમ તાલબદ્ધ સૂર લલકારતો પોસ્ટમેન એક કાગળ નાખતો ગયો ને ચાલ્યો ગયો. મેં ઊઠીને કાગળ લીધો. જેટલી બારીકાઈથી છૂપીપોલીસનો અમલદાર એક નજીવા કાગળને તપાસે કે જેટલી ચોકસાઈથી વાણિયો ઘી જોખે, તેટલા ધ્યાનથી મેં કાગળ ફેરવી ફેરવીને જોયો. અક્ષરો અપરિચિત હતા. અક્ષરનો મરોડ સ્ત્રીના હાથનો હતો. અને કયાંથી આવ્યો છે તે છાપ ઉપરથી સૂઝે તેમ હતું નહિ. મેં કાગળ ફોડયો ને વાંચતાની સાથે જ મારાં ગાત્ર ઢીલાં થઈ ગયાં. કાગળ નીચે પ્રમાણે હતો:

મુંબઈ, તા. ૨૯–૧૦–૨૪ . . . . નો માજી.

રા. . .

[ આંહી થોડાં એ બહેને બતાવેલાં વિનયનાં વાક્યો છે, તે મૂકી દઈને મૂળ વાત પરથી જ શરૂઆત થાય છે ] . . . હું ઈ. સ. ૧૯૧૪ માં બારવર્ષની વયે પરણી હતી. મારા પિતા . . . . .માં ડૉક્ટર હતા. એકની એક દીકરી હોવાથી તેમણે–માતપિતાએ–કરેલાં લાડ આજે સંભારું છું ત્યારે એમ થાય છે કે હું હમેશાં દીકરી જ રહી હોત અને ક્યારેય વહુ ન થઈ હોત તો કેવું સારું! અમારી પડોશમાં એક બીજું ડૉક્ટરનું કુટુંબ રહેતું. એ કુટુંબમાં મારો સંબંધ બંધાયો.

તે ડૉક્ટરને એક જુવાન દીકરો હતો, અને તે પણ મુંબઈ કૉલેજમાં અભ્યાસ કરી પછી ડૉક્ટરી લાઈનમાં જ આગળ જવા ધારતો હતો. વેવિશાળ થયા પહેલાંથી જ–કોણ જાણે કેમ મારાં સાસુ–અમને એને ઘડી નિરાંતે ભેળાં જુએ તો સળગી ઊઠતાં. વૃદ્ધાવસ્થા આવી હોય ને રહી–સહી વાસના અમારાં જુવાન શરીરોને સાથે ભેળાં જોઈ, ભભૂકતી હોય કે પછી સાસુનો ધર્મ જ એવો હોય, પરંતુ પરણ્યા પછી એક દિવસ એવો ગયો નથી કે જ્યારે સાસુએ ઠપકો ન આપ્યો હોય. એક દિવસ ‘ હરીકેન ’માં કેરોસીન પૂરતાં જરા ઢળી પડ્યું. સાસુએ એના પર જબરી ધમાલ કરી: ને સસરાએ ‘ પૈસો કેમ થાય છેઃ પૈસો કેમ જળવાય છેઃ ને પૈસાનો શો ઉપયોગ છે ’ એ વિષે છેક રાત્રે દસ વાગે હું પતિના ખોળામાં જઈને ધ્રુસકે ધ્રુસકે રડી ત્યાં સુધી વ્યાખ્યાન આપ્યું. હું માત્ર તેર વર્ષનું–હજી તો માના તાજા દૂધની હોઠ પર સુવાસ ફેલાઈ રહી હોય તેવું–નાનું બાળક જરા શી ભૂલ કરું, તેના

ઉપર પચાસ પચાસ વર્ષના પ્રૌઢ પુરુષો ટીકા કરવા બેસે. આ વાત ઘર ઘરની છે.

પરંતુ આ ધગધગતી રેતીના રણમાં ઇશ્વરે શીતળ-છાયાનાં બે સ્થાન નિર્માણ કર્યાં હતાં. મારા પિતાની બદલી . . . થઇ, એટલે સાસરેથી દૂર જવાનું થયું. બદલી થઇ તે ગામ પણ ઘણું દૂર ન હતું. વારંવાર હું સાસરે આવતી જતી. પણ સાસરે હોઉં–ને એમને 'વેકેશન'–રજા હોય તો, રાત્રે, એક વખત, એમના કુમળા બોલ સાંભળું ત્યારે ધગ-ધગતાં અંગો ઉપર શીળી છાયા ફેલાઇ જતી; શીતળછાયા જેવું આ પહેલું સ્થાન. છતાં એમના હૃદયમાં પણ ઊંડો ઊંડો અસંતોષ ફેલાઇ રહ્યો હતો કે પોતાને આવી અર્ધશિક્ષિત સ્ત્રી મળી છે ! નાની છતાં મોટી બનીને ડાહીડમરી થઇ ગઇ હોઉં, ને કૃત્રિમ ગંભીરતા રાખી, મારા તેર વર્ષના રમતિયાળ સ્વભાવને કચરી નાખ્યો હોય, એ બધી જીવનની આંટીઘૂંટી, સાસરેથી ગાડામાં બેસી પિયર જાઉં ને ગામને પાદર વડલાની છાયા નીચે મારી મા રાહ જોઇને બેઠાં હોય તેને મળું, એટલે આપોઆપ છૂટી જતી ! આ મારા વિસા-માનું બીજું સ્થાન. ઝેર–અમૃતનાં પાસે પાસે સરોવર ભર્યાં હોય. . . તેવા જીવનના આ દિવસો પસાર થવા લાગ્યા. જ્યારે મારી ઉમ્મર પંદર વર્ષની થઇ ત્યારે મારા પિતાએ નોકરી છોડી, ને ત્યાર પછી છ માસમાં તે મૃત્યુ પામ્યા. સસરા ગયા, ને મારી મા પણ ત્રણ માસ પછી ગયાં. હું એકલી પડી. હવે તો મારે સાસરું એક જ આરામસ્થાન હતું. એક માશી હતાં, પણ મા મર્યા પછી માશી અને મામાના સંબંધ વધારે પોલા અને વધારે ચળકતા બને છે એટલું જ.

હું હવે બારેમાસ સાસરે રહેવા લાગી: ને સહન થાય તેટલું સહન કરીને—અને ન સહન થાય ત્યારે—પેલી વડની છાયા નીચે મા રાહ જોઈને બેસતાં એ વાત સંભારીને એકાંતમાં રડી રડી દિવસો પસાર કરવા લાગી. તમે તો . . . વાદી છો. ગવૈયાની, ચિત્રકારની, અને શિલ્પીની આદર્શસૃષ્ટિમાંથી, આ દુનિયા દેખાડવા માટે માફ કરજો. પણ સારો હિંદુસંસાર સ્ત્રીઓનાં આંસુનો બનેલો છે.

આ સ્થિતિમાં ઈશ્વરે એક આશાનું કિરણ મૂક્યું. મારા પતિ મેડીકલ કોલેજમાં હતા પણ ત્રીજા વર્ષમાં નાપાસ થયા, એટલે મારા પરાધીનતાના દિવસો વધવા જ લાગ્યા. મારા પતિમાં એની મા સામે એક પણ હરફ કાઢવાની ટેવ જ હતી નહિ. વળી પોતાના અનેક મિત્રોનાં સુશિક્ષિત બૈરાં જોઈ, તે મારા પ્રત્યે સારી રીતે ઉદાસીન પણ બન્યા હતા. પણ ઈશ્વરે મને એક બાળક—પુત્ર આપીને, અંધની લાકડી જેમ ટેકો આપી દીધો.

ખરી કસોટી હવે શરૂ થઈ. એમને તો મુંબઈ રહેવાનું—ઘેર હું ને મારી સાસુ. એક વખત હું નદીએ ધોવા ગઈ હતી. કૂવો અને નદી ન હોત તો સ્ત્રીઓનાં ઘણાં દુઃખ છાનાં આંસુમાં જ સૂકાઈ જાત. તમને ખબર નહિ હોય પણ અમારી અર્ધશિક્ષિત સ્ત્રીઓની માન્યતા પ્રમાણે નદી એ તો સ્ત્રીનું પિયર મનાય છે. હું જ્યાં ધોતી હતી, ત્યાં પાસેની 'છીપર' ઉપર એક આધેડ બાઈ લૂગડાં ધોઈ રહી હતી. તેનું શરીર ઘાટીલું ભરાઉ હતું. અને ડોકમાં મોહનમાળા, કાનમાં કાંપ, હાથે કડું, પગમાં બેડી, આંગળીમાં વિંટી, એવાં આભૂષણો પહેરીને નિરાંતે ધોતી હતી. સુખી ગૃહિણીનાં સર્વ ચિન્હ

તેનામાં દેખાતાં હતાં. હું પણ ત્યાં ધોવા બેઠી. તમે પુરુષો મુંબઈથી કલકત્તા સુધી સાથે મુસાફરી કરો છતાં અતડા રહી શકો છો. અમારી સ્ત્રીની જાતમાં પ્રેમની સૃષ્ટિ ફેલાવવાની ઈશ્વરે પ્રેરણા મૂકી છે. અરધી કલાકમાં તો અમે બન્ને કુટુંબોની વાતોએ ચડી ગયાં. મારો એક ભ્રમ ભાંગ્યો. તે બાઈ સુખી ગૃહિણી ન હતી: અસંતોષી વહુ પણ ન હતી. બેદરકાર પ્રૌઢા હતી. ઘેર છોકરાં રાહ જોતાં હશે, પણ આજે ધોવાનો દિવસ એને મન 'છોકરાંની કાશ'માંથી રજાના દિવસ જેવો હતો. તેણે કહ્યું કે 'રાં—સાસુ, આજ ઠીક ઢબે ચડવાની છે. ખીચડી ઓરશે, ને છેક સાંજે ઘેર જવાશે એટલે જઈને છોકરાં ને સૌ જમવા બેસશું.' તે એક વેપારીની સ્ત્રી હતી. સાસુ સાથે પૂનેમ–અમાસે કજિયા થતા. પણ છોકરાં એનો પક્ષ ખેંચતાં અને વેપારીએ ચોખ્ખું કહ્યું હતું કે તમારી વાતમાં હું પડવાનો નથી. બહુ થાય, ને વેપારી થાક્યો પાક્યો ઘેર આવે તે વખતે જ, યુદ્ધ જામ્યું હોય તો એને 'ડોંટબુંદટ' પડતી ને બધું શાંત થઈ જતું. પ્રૌઢ વયનાં પતિ–પત્ની જેટલી સહેલાઈથી 'સંધિ' કરી લે છે તેટલી સહેલાઈથી તેમની વચ્ચે કોલકરાર થઈ જતા. ને વેપારી, પટાવી–ફોસલાવી વાતો કરાવી તેને રીઝાવી દેતો. હિંદુસંસારનું આ એવું ચિત્ર છે કે જે સૌથી વધારે પ્રસરેલું છે: તેમાં જેમ દોષ થોડા લાગે છે તેમ પ્રાણની ખામી સ્પષ્ટ જણાય છે. બહુ બહુ તો વેપારી, સ્ત્રીને ક્યારેક એકાદ ઘાટ ઉધારે ઘડાવતો કે વખતે, તેની સાથે બેસી ખૂબ વાતો કરતો. પણ છોકરાંની—અને ભવિષ્યની—કે બીજી ઉત્તમ ભાવનાવાળી ચિંતાઓ તેમના સંસારમાં ભાગ્યે જ ઉમેરાતી.

હિંદુસંસાર સ્ત્રીને ત્રણરૂપે રાખે છે. દીકરીરૂપે—સારી

દુનિયામાં બેનમૂન લાડથી. વહુરૂપે–સારા જગતમાં બેનમૂન બેદરકારીથીઃ અને સાસુરૂપે અનિયન્ત્રિત સત્તાધીશની ઢબથી. આ વેપારીની સ્ત્રીની જેમ જે 'રીઢું' થઈ જાય, તે ધીમે ધીમે વાંધા વિના 'ગાડું' ખેંચતાં શીખી જાય છે. તમારે ત્યાં–જો તમે એમ ધારતા હો કે હવે વીરપુરુષોના જન્મનો અવકાશ છે–તો તમે ભારે ભૂલ કરો છો. ગામડામાં સ્ત્રીઓનું જીવન પશુ જેવું વૈતરાંભરેલું અને રસહીન છેઃ શહેરોના મધ્ય-વર્ગમાં મુશ્કેલીભર્યું યંત્ર જેવું છેઃ અને શ્રીમંત તથા સુધરેલા વર્ગમાં, સ્ત્રીઓને વધારે સુધરેલી માનવાનો રિવાજ ચાલે છે ખરો, પણ એ રિવાજ–સિદ્ધાંતરૂપે ખોટો છેઃ અને રિવાજરૂપે દંભ છે. પણ હું વાત ઉપર જ આવું છું. હા અમારી અરધા કલાકની મૈત્રીમાં, એની પાસેથી મારી માશીની ઓળખાણ ને સરનામું મળ્યાં. એણે મને શિખામણ આપી કે 'બેન મનમાં કાંઇ લાવવું જ નહિ.'

મને ઘણી વખત હવે મન થાય છે કે એ શિખામણ પ્રમાણે જ હું ચાલી હોત! એક વર્ષ તો મેં જેમતેમ કાઢી નાખ્યું.

એક વખત હું ઘઉંમાં કાંકરા વીણતી હતી. બાબુની હમણાં આંખો બહુ દુખતી, એટલે તે રોવા લાગ્યો ને હું એને સંભાળવા ગઈ. પાછળથી એક ગાય ફળીનું બારણું ઉઘાડું રહી ગયેલું એટલે આવીને બેચાર મોં ભરી ગઇ. સાસુએ એ દીઠું. હવે હું જે લખું છું તે તમને અતિશયોક્તિ લાગશે. પણ માફ કરજો, આ કાંઈ વાર્તા નથી, બનેલા બનાવોની, બળતે હૃદયે લીધેલી નોંધ છે. સાસુએ થોડાંક વાક્યોથી શરૂઆત કરી. જ્યારે મારી માને પણ એમણે સાથે

ઉપાડયાં ત્યારે મારાથી બોલાઈ ગયું 'બાઈજી! મારી રાંક માને તો નિરાંતે સ્વર્ગમાં રહેવા દો!'

'ફાટી કે? આજ બોલતાં શીખી કાં?' ... સાસુએ આટલું બોલીને મને બેચાર લપાટ ચોડી કાઢી. છોકરો રોવા લાગ્યો તેને એક હાથે દૂર ફેંકી દીધો. ને તેને પણ એક ચોડી કાઢી. અમે બન્ને મા દીકરો હૈયેહૈયું મેળવીને તે દિવસે ખૂબ રડયાં.

સાંજ આવી. તે દિવસે ખીચડી દાઝી ગઈ હતી. સાસુજી જમવા બેઠાં. દાઝેલી ખીચડી ['ઘરવડાં'] મેં મારા માટે કાઢી લીધેલી. પણ ગંધ તો આવ્યા વિના રહે? સાસુજીએ વળી ભાષ્ય શરૂ કર્યું. આ વખતે ઉપાડયા મારા પિતાને. મેં પણ હઠીલાઈથી જવાબ વાળ્યો. એના જવાબમાં બે 'ધોલ' વધારે પડી. પણ સાસુજીને છોકરો રૂએ એની હવે ભારે ચીડ થવા લાગી. અને છોકરો–મારું પેટ–મને રોતી જોઈને કાંઈ રોયા વિના રહે? એટલે બીજે દિવસથી સાસુજીનાં બે દુશ્મન થયાં: હું અને મારો છોકરો! મારાથી સહન ન થાય તેવી ઘટનાઓ બનતી ગઈ ... એની સાથે ભણનાર દોસ્તદાર એક દિવસ મળવા આવ્યા. તેની સાથે મેં પણ વાત કરી. ને તેણે પ્યારથી 'બાબુ' ને લીધેલો, પણ બાબુ રોવા મંડયો એટલે મેં તેની પાસેથી તેડી લીધો ... સાસુ પેલાની સાથે નરમાશથી વાતો કરતાં ગયાં ને આ બધું જોતાં ગયાં. પણ પછી, પેલા ભાઈ ફર્યા કે તરત જ મને ઉપાડી: 'તું નાનકડી, હવે મને સાઠવરસની ડોશીને ઊંઠાં ભણાવે છે કાં? પણ હવે જો જે તારાં હાડકાં ખોખરાં થાય છે કે નહિ?'

બીજે દિવસે એ આવવાના હતા. આ તેમના દોસ્તદાર–હમણા હમણામાં મશહૂર રખડુ બન્યા છે એ મને ખબર

નહિ. એ આવ્યા. હમેશના જેવા નરમ ને આજ્ઞાંકિત. સાસુએ ખૂબ વાતો કરી દીધી. પેલા દોસ્તદારની વાત સાંભળીને તેનો પિત્તો ગયો. કોઈ દિવસ નહિ ને તે દિવસ એમણે મને મારી! બસ થઈ રહ્યું. હવે મારે 'દુનિયા' અસાર હતી. પછી તે જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ પેલો મિત્ર આવ્યા વિના રહે નહિ: ને સાસુજી પણ નિરાંતે જંપ વળવા દે નહિ. એ આવ્યા ત્યારે કાંઈક પણ વળી શકે તેવા વહાલસોયા પતિ હતા. ગયા ત્યારે પરીક્ષામાં અફળ થયેલા નાસીપાસ ને નીરસ પરદેશી જેવા હતા. હમેશના કકળાટથી માણસ કેવું ફરી જાય છે. . . ગયા ત્યારે એ રોફથી બોલતા ગયા: 'યાદ રાખજે, જો મા સામે હરફ કાઢયો તો તારો જાન લઈ નાખીશ.'

મેં કીધું: 'તમારે જાન લેવો પણ નહિ પડે, હું જાન આપીશ. પણ આ કુમળું બાળક સંભાળજો!'

એટલું બોલીને હું રડી પડી.

પેલો મિત્ર જ્યારે મળે ત્યારે મને બોલાવે: હું પાણી ભરવા ગઈ હોઉં ને તે રસ્તે મળે તો બોલે. સાધારણ રીતે એમાં કાંઈ ખોટું નથી. પણ તમારા ઘણા ભણેલા જુવાનો, માબાપની ટેવનો વિચાર કર્યા વિના, મિત્ર મિત્રથી છૂટ લેતા દેતા થાય છે, ને તે બધાનું પરિણામ અમારે છાને ખૂણે સહન કરવું પડે છે.

ધીમે ધીમે સાસુને હું દીઠી ગમું નહિ, એવી સ્થિતિ થઈ ગઇ. મારું કોઈ કામ એને ફાવે જ નહિ. મારા બાબુના હાલ વિચિત્ર થવા લાગ્યા: આખો દિવસ સવારથી સાંજ સુધી મારે કામ તો હોય જ. એટલે એ બિચારો આખો દિવસ રડે, પણ એના ઘોડિયા પાસે બેસું કે જરાક તેડું તો

સાસુજી બોલવાનાં : ‘ નવરી થઈને બેઠી નાં ? હજી સંજવારી પડી છે. ભાણાં પડયાં છે, દળણું કરવું છે, ને છોકરા સાથે રમવા બેઠી ! . . . કાંઈ છોકરાને સોનાનાં આંસુ ખરતાં નથી ! છોકરાં છે તે રુએ. રુએ એ તો સારું. ઘડાઇ જાય. ’

છોકરો દયામણું મોં કરીને રોયા કરે ને મારે કામ કર્યાં જ કરવું. સાસુજી બજરની ડાબલી લઈને ઉપર તપાસ રાખવા બેસે ને બહુ થાય તો છોકરાને ધમકાવે ! એક વખત કીધું કે નવરાં છો તે જરા હીંચકાવો ને !

‘ હા નવરી જ છું નાં ? ’ સાસુજી બોલ્યાં : ‘ પેટ પડયાં છે તે પાળો ને. કાંઈ કોઇના માટે પાળતાં નથી. કામીને તમને ખવરાવશે. ’

બીજું, હું ઘરમાં હોઉં ત્યાંસુધી સાસુજી છોકરાને સાચવતાં નહિ. પણ જેવો મેં ઘરની બહાર કાંઈ કામ માટે પગ દીધો કે તરતજ બાળુની સાથે વાતો કરવા મંડતા : છોકરો પણ એવો નિર્દોષ હતો કે મારા ગયા પછી તરતજ મા સાથે પોપટની પેઠે પઢવા મંડતો ને માદીકરો બન્ને મારી નિંદા કરતાં ! પણ કેટલો ફેર ! સાસુને મન એ ખરેખરી નિંદા હતી, છોકરાને મન પોતાની બાનું નામ આવે છે એટલી જ સમજણ હતી ! એના મોંમાં એ નિંદા પણ કેવી સુંદર લાગતી !

અને હું બહાર હોઉં ત્યારે ડોશી ને દીકરો–બન્ને વાતો કરે, જમવા બેસે ને જાણે ઘરમાં ક્યાંય કંકાસ નથી એમ લાગે. પણ જેવી મને આવતી જૂએ કે સાસુનો સ્વભાવ તરત ફરી જાય ! . . .

મારે મન તો આટલી વાત પણ આધાર રૂપ હતી. એક દિવસ હું પાણી ભરવા ગઈ હતી. પાણી ભરીને પાછી

વળતી હતી, ત્યારે રસ્તામાં ગાયો આખડી પડી. હું હડફેટમાં આવી ગઇ. બેડું નીચે પડ્યું ને ભાંગ્યું. હું માંડમાંડ બચી ગઈ. આજ હું ઘેર તો ગઈ, પણ મનમાં સાસુની ભારે બીક હતી. જેવું બેડું પાણિયારે મૂક્યું ને સાસુને વાત કરી કે તરત જ સાસુએ તો મહાયુદ્ધને જ આમંત્ર્યું ! માર પણ પડ્યો ! બારણાં બંધ થયાં, ને બે કલાક તાપમાં શેકાયા પછી, છેક સાંજે સાસુજીએ ઘરમાં પેસવા દીધી ! . . .

તે રાત્રે સૂતા પહેલાં સવારમાં મેં નાસી જવાનો નિશ્ચય કર્યો.

આખી રાત્રિ મેં ખૂબ વિચાર કર્યો. તમને પુરુષોને આવા સંકટની બરાબર સમજણ નહિ પડે. મારા બાબુને છોડતાં મારું હૈયું ફાટી જતું હતું: હું સવારની પાંચની ગાડીમાં રવાના થવાનો વિચાર કરી રહી હતી. જ્યાંસુધી આ ઘરમાં રહી ત્યાંસુધી એક પણ દિવસ હું ને સાસુજી સામે જમવા બેઠાં છીએ કે બેઘડી સાથે સુખ દુ:ખની વાત કરી છે તે બન્યું જ નથી. અધુરામાં પૂરું ઉપરાઉપરી નાપાસ થવાથી એમનો સ્વભાવ ચિડિયો ને શંકાશીલ બની ગયો હતો. ને સાસુના હમેશના ટકટકાટથી એવા બદલી ગયા હતા કે તેમના તરફથી પણ હવે કાંઈ આશા રાખવી વ્યર્થ હતી. એક આશાનો સ્થંભ—મારો નાનો છોકરો—બાબુ હતો. આજ એને છોડવાનો પ્રસંગ આવ્યો ત્યારે હૈયું હાથ રહ્યું નહિ. બે કલાક સુધી રોઈ રોઈને જીવનનાં ઝરણ ખાલી કરી નાખ્યાં.

અરે ! હિંદુસંસારમાં ઘેરઘેર જુવાન સ્ત્રીઓનાં લોહીનાં આંસુ થઈને જીવન સરી જાય છે. પાંચના ટકોરા થયા ને હું ઊઠી. એક વખત બાબુને નિહાળ્યો. ફરી નિહાળ્યો : ધીમેથી

ચાલી; ઉંબર પાસેથી પાછી ફરી નિહાળ્યો. પોતાના આત્માને જોતાં કાંઈ કોઈ દિવસ તૃપ્તિ થાય? ધીમેથી, એના બાલ ખસેડી, ગાલ પર મીઠું ચુંબન લીધું! ફરી લીધું. એક વખત ફરી લીધું. કાળના બધા પડદા ભેદીને એ છેલ્લાં ત્રણ ચુંબનની તાજી યાદ પર મેં ઘણા દિવસો ગાળ્યા છે.

એટલામાં પાસેના ખંડમાંથી સાસુજીએ મને બોલાવી. હમેશાં પાંચવાગે સાસુજી મને ઉઠાડે. અને અમારો 'આચાર' સાચવવા, મારે નાહીધોઈને તૈયાર થઈ જવાનું હતું. પ્રથમ પૂજાની ઓરડી વાળવી પડતી. એ ઓરડીના ઉંબર પર પણ નાહ્યા વિના પગ દેવાની મના હતી!

અંતે મેં ભારે હૈયે બાબુની રજા લીધી. મનમાં ને મનમાં આશીર્વાદ આપ્યો કે બેટા સુખી થાજે અને કોઈક દિવસ મને સંભારજે. કાલે પાણી ભરાયું ન હતું એ એક કારણ આગળ ધરીને મેં સાસુજીને કહ્યું કે હું એક બેડું ભરી લાવું. એટલું કહી, જરા બેડાનો ખખડાટ કરી હું બારણે નીકળી પડી. ને પરબારી સ્ટેશને જ પહોંચી ગઈ.

સ્ટેશને પણ સદ્‌ભાગ્યે ગામડાના જ બધા બેસારુઓ હતા, તેમની વચ્ચે બેસી ગઈ. ટીકીટ લઈ લીધી ને 'ટ્રેઇન'ની 'વ્હીસલ' થઈ, ત્યારે જાણે જુગજુગના વિજોગ વેર્યા હોય, તેમ 'બાબુ'ને સંભારીને મારું હૃદય રોવા માંડ્યું!

મુંબઈનાં માશીનું સરનામું તો યાદ હતું જ. મારા માશી દયાળુ હતાં. પણ ઈશ્વરે તેમને રૂપમાં કાંઈક ખામી રાખી હતી. માસા જરા ફક્કડ હતા. એક બેન્કમાં નોકર હતા. પણ મને પાછળથી જ ખબર પડી કે માસા નોકર તો નામના હતા. તેમણે પોતાના ઘરને એક અખાડા જેવું જ રાખ્યું હતું.

કાઠિયાવાડના જેતપુર, રાજકોટ, અમરેલી, વઢવાણ વગેરેના સંખ્યાબંધ માણસો માસાને ત્યાં આવતા. એ લોકો આવતા, ત્યારે માસાના દિવાનખંડમાં મુંબઈના પણ અનેક ગૃહસ્થો આવતા, અને એ બધાની વચ્ચે ધડોધડ નાસ્તાપાણી ઊડતાં, પણ તેમની વચ્ચે શું વાત થાય છે એ હજી સુધી મારાથી અજાણ્યું રહ્યું હતું.

એક વખત હું મારી પાસેના ખંડમાં ગડબડાટ થવાથી અચાનક જાગી ઊઠી. એ ખંડ મારા માસાનો જ હતો.

તે ખંડમાં કોઈ બે જણ ગુપચુપ વાતચીત કરતા હોય તેમ લાગ્યું. મેં સામે ઘડિયાળમાં જોયું તો હજી સાડા અગિયાર થયા હતા. હું કાન દઈને સાંભળવા લાગી. 'છેવટ દોઢહજારથી ઓછા તો નહિ જ પડે.' આ અવાજ મારા માસાનો હતો તે મેં તરત ઓળખ્યો.

'ના. છેવટ એક હજાર' બીજો અવાજ આવ્યો. તે તદ્દન અપરિચિત હતો. પણ અવાજ પુરુષનો લાગ્યો. છેવટ બન્ને જણા જુદા પડતા હોય તેમ લાગ્યું. ને 'સવાહજાર' એટલા શબ્દો સંભળાયા. 'ભલે, ભલે, કાલે રાત્રે ચોક્કસ.' એવો જવાબ માસાએ આપ્યો હોય તેમ લાગ્યું. થોડીવાર શાંતિ રહી. કોઈ ચાલ્યું ગયું હોય તેમ લાગ્યું. હું કાંઈ સમજી નહિ, પણ કાંઈક ગુપ્ત મસલત ચાલી રહી છે તે સ્પષ્ટ થયું. થોડી વારમાં પાછી વાત શરૂ થઈ. આ વખતે પેલા પુરુષના અવાજને બદલે, માશી બોલતાં હોય તેમ લાગ્યું.

'બિચારી, મારી બેનની દીકરી છે. આપણે આશરે આવી છે. આટલાં કાળાં-ધોળાં કર્યાં તોય આપણું પેટ ભરાતું નથી!'

હું ચમકી. આ તો મારી જ વાત થાય છે કે શું? માસાએ ઉતાવળે જવાબ આપ્યો. 'હવે રાખને, તું મોટી ધરમની પૂંછડી થઇ છો! હજારનો સોદો વેડફી નાખવો છે? કાલને કાલ સમજાવી દેજે. કહેવું કે તારો ધણી, સાસુ, છોકરો બધાં મરી પરવાર્યાં છે, જુવાની છે ત્યાં સુધીમાં આશરો બાંધી લે તો સારું. પછી આગળ જતાં દિવસો કપરા આવશે.'

'બિચારીને ખોટું કહેવું!' એટલું બોલીને માશી મૂંગાં ઊભાં રહ્યાં. માસાએ એકાદ લપાટ ચોડી હોય તેમ લાગ્યું, કારણ કે, માશી બોલતી હતી: 'હં હં મારો છો શું કરવા? તમારાં કરમ તમને નડશે.'

'હા, હા, ભલે નડે, મોટી ધરમવાળી થઈ છે' માસા એટલું જ બોલીને ચાલ્યા ગયા. ત્યાર પછી પાસેના ખંડમાં તદ્દન શાંતિ પ્રસરી ગઈ. માસાની કેટલીક વાત આજે મને દીવા જેવી સ્પષ્ટ થઇ. માસા અનેક કન્યાઓના એજંટ હતા, અને બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવી, પોતે મોજશોખ કરતા. માસાનો ક્રૂર ચહેરો મારી નજર આગળ તરી આવ્યો. હવે એ જોરજૂલમથી પણ કોઇ અજાણ્યા સાથે મારું સાટું નક્કી કરવાની તૈયારી કરે છે. આભ તૂટયું હોય તેમ મારી અનાથ દશા જોઈ મને રડવું આવ્યું. પણ જેમ ઘર છોડયું હતું તેમ આ માસાનું ઘર પણ કાલ સવાર પહેલાં છોડી દેવાનો મેં નિશ્ચય કર્યો.

હજી માળામાં, કોઈ ઊઠયું ન હતું. ને દરવાજે ભૈયો પણ પાછલી રાતના સ્વપ્નામાં પડયો હતો. હું તે વખતે ઊઠી, ને પાછલે બારણે થઈ, બહાર નીકળી પડી. પહેલાં તો મુંબઈ છોડી દેવાનો વિચાર કર્યો. પણ હજી મને આશા હતી કે મારા પતિની મુલાકાત થઇ જશે, તો તે મને જાળવી લેશે.

હું એક ગૃહસ્થને ત્યાં વાસણ માંજવા રહી ગઈ હતી. મારે સારે નસીબે એ માણસ ઠીક દયાળુ નીવડયા. પણ તે પછી લાંબા મંદવાડનો એક સપાટો આવી ગયો. તેમાં મેં એક આંખ ગુમાવી. વાળ ગુમાવ્યા. મોં પર કોઢના જેવા ડાઘા મેળવ્યા. જાણે મારું રૂપ જ ફરી ગયું. અને એ ડાઘા કાઢવા જે દવા કરી તેણે તો મારું રહ્યું સહ્યું રૂપ પણ છૂપાવી ને બગાડી દીધું હતું. આમ ને આમ અઢી વર્ષ ચાલ્યા ગયાં.

એક દિવસ, મારી ગંદી ઓરડીની સામે જે માળો હતો તેમાં એક દ્વાર ખૂલ્યું. બીજે દિવસે ત્યાં એક કુટુંબ રહેવા આવી ગયું. ને બજારના ભાગ પર 'ડૉ. શંકરપ્રસાદઃ એમ. બી. બી. એસ' ના નામનું પાટિયું લટકવા માંડયું.

આખો દિવસ થાકીને લોથ થઈ સાંજે આવું ત્યારે એ ઘર તરફ દૃષ્ટિ રાખીને હું બેસું. પેટમાં ભૂખ હોય, ને આંખે શ્રાવણ ભાદરવાનો વરસાદ હોય, પણ હું છેક અંધારું વિંટાવા લાગે, ને સામેના ઘરનાં માણસો દેખાતાં બંધ થાય ત્યાં સુધી ત્યાં જ બેસી રહું. મારા પતિ ડૉક્ટર થઈ દવાખાનું ખોલી મુંબાઈનિવાસી બન્યા હતા. એમનું જ આ નવું ઘર. મારી સાસુને પણ હેરાફેરા કરતી હું જોઈ શકતી અને મારો બાબુ —એને સૌ હવે રાજેન્દ્ર કહેતા—પોતાનાં નાનાં પગલાં પાડતો આમથી તેમ ફરતો હોય, એ જોવામાં તો હું યુગના યુગ ભૂલી જતી ! છેવટ એનું કોઈ કપડું સૂકાતું હોય તે જોઈ રહેતી ! એનો એકાદ નાનો બૂટ—એણે તોફાનમાં ભીનો કર્યો હોય, એટલે સૂકાવા મૂકયો હોય, તે જોયા કરતી ! તે દિવસથી, હું થાક, ભૂખ ને દુઃખ ભૂલી ગઈ હતી.

એ રસ્તે થઈને જ હું હમેશાં જતી આવતી. મને આશા

હતી કે કોઈક દિવસે મારો બાબુ નીકળશે તો જોઈશ. પણ એ આશા તો ક્યારે ય ફળીભૂત થઇ નહિ.

અનેક વિટંબનાઓ અને સખ્ત મજૂરીથી, અને લાંબા મંદવાડથી મારો દેખાવ ફરી ગયો હશે. અને દવાઓના પ્રયોગથી ચહેરો પણ તદ્દન કાળો બન્યો હતો એટલે એક દિવસ મારા પતિ લગભગ મારી પાસેથી ચાલ્યા ગયા, પણ મને ઓળખી હોય તેમ લાગ્યું નહિ.

એક દિવસ છેક સાંજ પડવા આવી હતી. આકાશમાંથી અંધારું ઊતર્યું હતું ને વીજળીના દીવા ન દેખે તેમ ક્યાંક છૂપાતું હતું. ભાદરવો મહિનો ચાલતો હતો, ને વરસાદની ઝીણી છાંટ પડતી હતી. આ વખતે હું મારા પતિના–મારા પોતાના જ ઘર પાસે જઇને ઊભી રહી. અંદર ખંડમાં મારી સાસુનો કર્કશ અવાજ સંભળાતો હતો, ને બાબુ તોફાન મચાવી હસીને દોડતો હતો.

હું ધ્રૂજતે શરીરે ત્યાં જઈ ઊભી રહી, અવાજ ફેરવીને અત્યંત દીનસ્વરથી મેં કહ્યું:

'ડૉક્ટર સાહેબ! આપને કોઈ કામ કરવાવાળીની જરૂર છે?'

અંદરના ખંડમાંથી, એક પંદર–સોળ વર્ષની સુંદર યુવતી આવીને, ડૉક્ટર પાસે પાણીનો પ્યાલો ધરી ગઈ. 'લે બાબુ! પીવું હોય તો પી લે' કહીને ડૉક્ટરે પ્યાલું બાબુ પાસે ધર્યું, પણ તેણે તે હાથથી ધકકેલી કાઢ્યું, ને હસતાં હસતાં જઈને પોતાના ગંદા હાથથી પેલી સ્ત્રીનો સાળુ પકડી રહ્યો. પેલી સ્ત્રીએ તેના નાના હાથને ધકકેલી કાઢ્યો. અપમાનની સ્પષ્ટ રેખા સાથે ઉતરેલે મોંએ આવીને તે મારી

સાસુજીના ખોળામાં બેસી ગયો, ' કાં જા ને? બિચારો, પેલીની નવી સાડી બગાડવા જાય છે?'

મારું અંતઃકરણ એ વખતે કેટલું ઉછળતું હતું! અરે! માત્ર એક વખત દોડીને, એનાં છાનાં આંસુ ચૂમી શકું! તે મારી પાસે જ હતો—પણ અમારે મા દીકરાને કેટલું અંતર હતું!

ડૉક્ટરે મારી સામે જોયું: 'તમે ક્યાં રહો છો?'

'હું આંહી પાસે જ રહું છું.'

'ઠીક, માણસ જોઈતું હશે, તો કહેશું કેમ, મા?'

'વહુને પૂછી જો ને!'

મારું અંતઃકરણ અંદર ને અંદર હજાર આર્તનાદે રડવા લાગ્યું. પેલી યુવતી જેને મેં આજે જ પ્રથમ જોઈ તે ડૉક્ટરની નવી વહુ હતી. સાસુએ પોતાનું વૈર પૂરું વાળ્યું હતું. તેણે ડૉક્ટરને રૂડી નવી વહુ પણ પરણાવી દીધી હતી.

એટલામાં મારી જગ્યા લેનાર વહુ બહાર આવી. તે રૂપાળી હતી, પણ કાંઇક વધારે લાડથી, દયાહીન થઈ ગઈ હોય તેમ લાગ્યું. મેં તેની સામે જોયું. તેણે મારી સામે જોયું.

'હમણાં તો કાંઈ માણસનો ખપ નથી.' તેણે જવાબ આપ્યો.

બળ કરીને મેં પગ ઉપાડયો. વધારે બળ કરીને આંખ પાછી ફેરવી. ન સહન થાય તેવા બળથી આંખ એકવાર ફરતાં-ફરતાં-પાછી ફરી. ને મેં મારા બાળુને એક દૃષ્ટિએ ફરીવાર નિહાળી લીધો.

તે મારી સાસુના ખોળામાં બેસીને મારી સામે જોઈ રહ્યો હતો!

આ વાતને એકાદ પખવાડિયું વીત્યું હશે. હમણાં

હમણાંમાં, છેલ્લા બે ત્રણ દિવસ થયાં મારી દષ્ટિએ બાબુ પડયો જ નથી. નવી વહુ ને મારાં સાસુ વારંવાર દેખાય છે. ડૉક્ટર આમથી તેમ ફરતા દેખાય છે. પરંતુ જે એકના જીવનની કાલીઘેલી રમતો જોઇને હું બધું ભૂલી જાઉં છું તે બાબુ દેખાતો નથી! શું થયું હશે? કેમ દેખાતો નથી?–ફક્ત એનાં કપડાં પર દૃષ્ટિ ઠારીને હું દિવસો વીતાવું છું.

અચાનક એક રાતે મારી ઓરડીનું બારણું ખખડયું. મેં બારણું ઉઘાડીને બહાર જોયું. મારી સાસુ બહાર ઊભાં હતાં. મને કાંઇક આશ્ચર્ય થયું. થોડીક બીક લાગી. પણ મારો રંગ એવો બદલાઈ ગયો હતો કે તે મને ઓળખે તેમ નથી, એ વિચારથી હિમ્મત આવી. અવાજ ફેરવીને મેં પૂછ્યું.

'કેમ બા! શું કામ છે?'

'બાઈ! અમારો દીકરો માંદો પડયો છે. તે તમે કામ કરવા આવશો?' મેં લાગણીને જોરથી દાબીઃ 'હા.'

'શું લેશો?'

અંતઃકરણ ચીરાવા લાગ્યું, પણ મેં હિમ્મતથી જવાબ વાળ્યોઃ 'તમે આપશો તે.'

એટલું બોલીને હું તેની પાછળ પાછળ ચાલી. અમે બન્ને બાબુના ખંડમાં પહોંચ્યાં. એક તરફ ખાટલામાં તે આમથી તેમ ફરતો હતો, ને વારંવાર પાણી! પાણી! એમ પોકારતો હતો. તેનાથી થોડે છેટે ડૉક્ટર ઊભા હતા, ને નવી વહુ ઉંબરા ઉપર ઊભી હતી. મેં અંદર જઈને તરત જ બાબુનો હાથ પકડયોઃ 'બેટા!'–અત્યંત દર્દમય અવાજથી મેં કહ્યુંઃ ડૉક્ટર ને મારી સાસુ જોતાં જ ઊભાં રહ્યાં. મેં પાણીનો પ્યાલો ભરી તેના મોં પાસે ધર્યો. છોકરાનું શરીર તપી ઊઠયું હતું.

તે એકદમ પાણી પી ગયો ને પાછો પથારીમાં પડયો.

'મા ! આને તમારે કાંઈ કહેવું છે ?' ડૉકટર નવીવહુને ખંડમાં આવેલી જોઈને બોલ્યાઃ 'તાવ ચેપી છે. આ નાની વારંવાર આંહી આવે છે.'

સાસુજી ડાહ્યાંડમરાં થઈને હેત ચૂઈ જાતું હોય તેમ બોલ્યાં: 'મણી ! માનેછે કે મારો હાથ જોવો છે ?' મણી હસી પડી. એ હાસ્ય અસ્થાને હતું ને મને કણાની પેઠે ખૂંચ્યું. ડૉક્ટરે તેને બહાર કાઢી. ને પોતે પણ થોડીવાર પછી ચાલ્યા ગયા.

'બા ! તમારે સૂઇ જવું હોય તો સૂઈ જાઓ. હું આખી રાત જાગતી બેઠી છું. જરૂર પડશે તો બોલાવીશ.' મેં મારાં સાસુને પણ ત્યાંથી ટાળવાના ઉદ્દેશથી કહ્યું.

થોડીવાર પછી સાસુ પણ બહાર જઈને સૂતાં. તેનાં નસ્કોરાં એકાંત રાત્રિમાં વધારે ભયંકર બનતાં ગયાં.

હવે હું ઊઠી. મેં મારા બાબુને નિહાળ્યો. બસ, નિહાળતાં નિહાળતાં થંભી ગઈ. તાવથી તપ્ત બનેલા શરીરમાં, તેની કાંતિ વધારે શોભી રહી હતી. કેટલો સુંદર દીકરો ! અને પછી અસંખ્ય છાનાં આંસુ એ માંદી પથારી પાસે રડી કાઢયાં.

થોડીવારમાં છોકરો ઊઠયો. તે બેભાન અવસ્થામાં હતો. વીજળીની ઝગઝગાટ બત્તી સામે તે જોઇ રહ્યો. તેણે જરાક આંખ ઉઘાડીને મને જોઇ. તે ભડકયો હોય તેમ લાગ્યું.

'મારી મા કયાં છે ?' તેણે મને પૂછ્યું.

'બેટા ! હું . . . . ' મારા મોંમાં આવ્યું કે હું તારી મા છું એમ કહી દઉં. પણ બીજી જ ક્ષણે એ શબ્દો અધૂરા રાખ્યા. જરાક ભૂલ કરું ને વખતે દીકરો ખોઈ બેસું, એ ભયમાં ને ભયમાં મેં માંદા છોકરાને ખોટી વાત કરી: 'બેટા, તારી

મા બહાર સૂતાં છે! બોલાવું?'

અને આ શું બન્યું? છોકરો, હું જૂઠું બોલી એટલે જરાક હસ્યો કે શું? તે જરાક હસીને બોલ્યો: 'પાણી! પાણી!'

પાણી પીને તે તરત સૂઈ ગયો.

મેં તેના બાલ સમાર્યા. ચુંબન લેવાના દર્દને ઘણા બળથી દાબ્યું. પણ છેવટ અત્યંત ધીમેથી તેના હોઠ પર એક ચુંબન લીધું! બીજું લીધું! ત્રીજું લીધું! . . . બેત્રણ વર્ષ પહેલાં લીધેલાં ત્રણ ચુંબન—અને આ છેલ્લાં ત્રણ ચુંબન જીવનમાં આટલાં જ અમૃતબિંદુઓ હતાં.

પુરુષના જીવનમાં કીર્તિ કમાવાના ઘણા લહાવા હશે. સ્ત્રીજીવનમાં માંદાને પાણી આપવાના લહાવા જેવો હજી તો એકે લહાવો મને મળ્યો નથી. કોઈ મને પછાત ગણે તો ભલે, પણ મને તો આ માંદા દીકરાને પાણી પાવાનો જે મોંઘો લહાવો મળ્યો તેનાથી જ જીવનની તૃપ્તિ મળી છે.

સવારના ચાર થયા, ત્યારે છોકરાને તાવ કાંઈક કમી હતો. મેં ગોઠણભર પડીને પરમપવિત્ર પતિતપાવન ઈશ્વરની સ્તુતિ શરૂ કરી.

'ઓ ઈશ્વર! મારાં વર્ષો—જે બાકી હોય તે આ છોકરાને આપીને તેને ઉગારી લે.'

અચાનક ઊંઘમાં બાબુ ખડખડાટ હસી પડ્યો. હસતાં હસતાં જાગી ગયો, ને ભડકીને રડી પડ્યો. 'મા, પાણી!' એટલું જ એના રુદનમાંથી સમજાયું. મેં દોડીને પાણી આપ્યું. ખાટલા પર બેસીને તેને ખોળામાં લીધો. એક મીઠું ચુંબન કર્યું. ને સહન ન થવાથી બોલી ઊઠી 'બેટા! હું જ તારી મા છું હો!'

છોકરો કાંઈક ભાનવાળી અવસ્થામાં હતો. તેણે ઉઠીને બે હાથથી મારું ગળું પકડયું. ને સ્વર્ગમાં પણ ન મળે એવાં મીઠાં ચુંબનથી મારા ગાલને ભીંજાવ્યો. તેના ઉષ્ણ શ્વાસની ફૂંકથી મારી રગેરગમાં નવો પ્રાણ પૂરાતો લાગ્યો. 'તું મારી મા છો? મા!' એટલું બોલીને તે ફરી ખોળામાં સૂઈ ગયો.

એ જ વખતે બારણું ધીમેથી ઊઘડયું ને ડૉકટરે પ્રવેશ કર્યો.

તેણે નાડ તપાસી ત્યાં મારાં સાસુજી આવ્યાં 'બાઈ! તમે તો છોકરાને છાતી સરખો સંભાળી લીધો. આટલું તો સગી મા પણ ન કરે' એમ બોલીને તેણે બાબુનો હાથ લીધો.

'તાવ મોળો છે!' સાસુજી બોલ્યાં.

'ઊતરી જશે' ડૉક્ટર બોલ્યો.

'તાવ વધતો તો નથી નાં?'—હું બોલી.

ત્રણ દિવસ પછી બાબુ મૃત્યુ પામ્યો. જીવનનું ઝરણું ખાલી કરીને હું તે વખતે રડી છું. જેના આધારે સમાજના બધા કાંટાનું ઝેર મેં ખુશીથી પી લીધું હતું તે આજે ગયો છે! ડૉક્ટરનું સ્થાન સમાજમાં સુશિક્ષિત ગૃહસ્થ તરીકેનું છે: 'ઇન્જેક્શન'ની ક્ષેત્રમાં ફેલી શોધ પર એ નિરાંતે વાતો કરે છે. ઘણા એને ભલા માને છે. સુધારકો એને પૂજે છે. એની શક્તિ વિષે શંકા નથી. દરેક સામાજિક કાર્યમાં એ આગળ પડતો ભાગ પણ લે છે. હું તમને પૂછું છું કે પોતાના હાથે હલાહલ ઝેર એક સ્ત્રીને આપ્યા પછી—સમાજના આવા સ્તંભો, જે સમાજમાં પૂજાય છે ત્યાં દંભ કેટલો હશે? સૂરજચંદ્રની સાક્ષીએ જેણે મારો હાથ ગ્રહણ કર્યો તેણે એક પણ હરફ ઉચ્ચાર્યો વિના પોતાની કહેવાતી સ્થિતિ જાળવવાની ખાતર—માત્ર ઘરનો કંકાસ અટકાવવાની

ખાતર—મારું બલિદાન લીધું છે! તેણે મારો સ્ત્રીહૃદયનો છેલ્લા-માં છેલ્લો અભિલાષ—માતૃપ્રેમ ઝૂંટાવી લીધો હતો. તે મહાન છે, હું નાની છું. તે સમાજમાં પૂજાય છે, હું ભિખારી છું. પરંતુ જો ખરેખરા સુધારાની ધગશ તમારા કોઈના અંતઃકરણમાં હોય તો પહેલાં, આવો! આ ખોટા દાંભિક સ્તંભો પર પ્રહાર કરો!

વધારે શું લખું? તમારા ભણેલા જુવાનો—હેમ્લેટ ને ઓથેલોને નામે—કલાને નામે—શિક્ષણને નામે—પોતાના સાદા સંસારને સુધારવાને બદલે, કેટકેટલો અકારણ શોર મચાવે છે? એક સ્ત્રીને સુધારી પોતાની સમાન બનાવવી એ કાંઈ ઓછું મહાન કાર્ય નથી.

પણ હવે બસ. હું તમારી રજા લઉં છું. મેં નિશ્ચય કર્યો છે કે હિંદુઓ પોતે ગુલામ છે. માટે કોઈપણ જગ્યાએ, થોડોઘણો અધિકાર જાળવવાની ખાતર પણ પોતાની સ્ત્રીઓને ગુલામ રાખવા માગે છે. છૂટી છૂટી વેરાઈ જતી વ્યક્તિઓ ફાવે તેમ વર્તે એ સ્વતંત્રતા નથી, એ તો ગુલામી છે; પોતાની ઇંદ્રિયોની. સમાજનું બંધારણ એવું જોઈએ કે સમાજનો ગમે-તેવો થાંભલો, પોતાની શક્તિ, પૈસા કે વગથી, સમાજની નાનામાં નાની વ્યક્તિને પણ અન્યાય કરે તો, જે કાયદાથી પણ ન થઈ શકે, તે સમાજ કરી શકે.

પણ તમે એ બધા વિચારો કરજો. આજે તો આ પત્ર તમને મળશે ત્યારે અનેક ચંપાઓ, મણીઓ જે રસ્તે ગઈ છે તે રસ્તે હું ગઈ હઈશ. આગળ અમે સ્ત્રીઓ કૂવે પડતી. હાલ કૂવાના અભાવે કેરોસીન વાપરીએ છીએ.

લી. તમારી બેન **ચંપા.**

## જીવનકલા

નરસંગ અને આણંદલાલ બન્ને દર સોમવારે સવારે સાત વાગતામાં પોતાના ગામથી નીકળતા. અને નવ સાડા-નવ થાય ત્યાં રજની નદીનાં પાણી વટાવી રામપુરમાં પહોંચી જતા. નરસંગનું મૂળ નામ નૃસિંહલાલ, પણ રામપુર હાઈ-સ્કૂલના હેડમાસ્તરે એક દિવસ 'નરસંગ' કહ્યું ત્યારથી નરસંગ નામથી જ એ પ્રસિદ્ધ થયો, જો કે હેડમાસ્તરે તો ખરી રીતે 'નરશંખ' કહ્યું હતું. આણંદલાલ એકલા આનંદ નામથી જ પ્રસિદ્ધ હતો. પણ બ્રાઝિલની મુખ્ય નદી, રિયો–ડી–જાનેરો વિષે તેણે ક્લાસમાં બરાબર જવાબ વાળ્યો ત્યારથી, એ બની ગયો આ ણં દ લા લ. 'કેમ છો ? આ ણં દ લા લ,' એમ હેડમાસ્તર એને વારંવાર એના નામના અક્ષરો છૂટા પાડીને બોલાવતા.

નરસંગ–આણંદલાલનું ગામ ગંગાસરીયું રામપુરથી આઠ માઈલ દૂર હતું. બન્ને જણા દર શનિવારે સાંજરે રામ-પુરથી નીકળી જતા, અને રાતે આઠ વાગે ઘેર જઈને જ વાળુ કરતા. તેમને ઘેર પણ સૌ ઠારેલી ખીચડીની થાળી પર, રાહ જોતા જ બેઠા હોય, અને ત્યાં તો શેરીમાં કૂતરું ભસે, પગરખાં સંભળાય, 'જોગી બોલ્યો બેટા ! રખે જાતો' એ લલકારતી લીંટી સાંભળવામાં આવે, 'એ ભાઈ ! એ ભાઈ !' કહીને ગાંડાતુર નાનાં ભાંડુ દોડે અને મોટાભાઈ 'તરબૂચ ! તરબૂચ લાવ્યા છો કે નહિ ?' કહીને ફળી ગજાવે, એટલામાં ખડકીની

સાંકળ ખખડે, 'આ–આ–આ' એમ ઉતાવળા બે ત્રણ ઘાંટા પડે, અને નરસંગ તથા આણંદલાલ પોતપોતાને ઘેર પહોંચી જાય. વાળુ કરતાં કરતાં રામપુરના અઠવાડિક વર્તમાન આપવા માંડે. બન્ને પડોશી એટલે એક બીજા બોલે તે એક બીજાને ત્યાં સંભળાય, અને વચ્ચે વચ્ચે 'નરસંગ ! પેલું હેડમાસ્તરે આપણને શું કહ્યું હતું ?' એમ એક બીજાની મદદ લઇને પણ સમાચાર રસભર્યા જ પીરસ્યે જાય.

રવિવારે રાત્રે એ આનંદને શોકની છાયા વીંટાવા લાગે. સવારે વહેલા ઊઠી પાછા રામપુરનો માર્ગ પકડવાનો, એટલે રવિવારની રાત ઉપર કાંઇક શોકની છાયા ખરી. સવારે, ઘઉંનો લોટ, દાળ, ચોખા, ઘી, ગોળ, દશમી કે સુખડી, એવા એવા પદાર્થોનું નાનુંસરખું પોટલું બાંધી, ભેઠવાળી બન્ને નીકળી પડે. રસ્તામાં લાખ લાખ રૂપિયાની એક એક વાત ઉપડે. પ્રતાપે અને પૃથ્વીરાજે પણ ન અનુભવ્યો હોય તેટલો લડાઇનો આનંદ આ તેર ચૌદ વર્ષના બે છોકરા અનુભવતા જાય. અર્જુનનાં અમોઘ બાણનો વરસાદ આખે રસ્તે વરસતો જાય. દુર્ગાદાસનું વીરત્વ કાંઈ ઓર દીપી નીકળે. વારંવાર કહેવા-યેલી શિવાજીની પરાક્રમગાથા એક વખત પાછી હાજર થઈ જાય. અને આવી આવી વાતોમાં સપાટાભેર રસ્તો કપાઇ જાય. રજની નદીનાં કેડ સમાં પાણી ઓળંગી બન્ને જણા રામપુરમાં પહોંચે અને પાછા ડાહ્યાડમરા બની ઇતિહાસ ભૂગો-ળનાં નામ ગોખવા મંડી પડે ! દુર્ગાદાસ અને હિમાલય ભૂલી જાય, અને 'હ્રાઇન, હ્રાઇન, નીપર નીપર યુ...રલ ને વૉલ્ગા, યુરલ ને વોલ્ગા' એમ એક સૂરે માથું ધુણાવતા ધુણાવતા ગોખ્યે જાય !

સમાનધર્મ, સમાનવય અને સમાનસ્વભાવને લીધે બન્ને વચ્ચે પ્રીતિ વધતી જ ચાલી. ગોખલેના પરચુરણના પાંચસો દાખલા મેટ્રીકમાં બન્નેએ સાથે ગણેલા. મેટ્રીકની પરીક્ષા આપવા અમદાવાદ આવ્યા ત્યારે હાજાપટેલની પોળમાં બન્ને સાથે જ ઊતરેલા, અને 'એ. .વા. .રુ' એમ પહોળે ઉચ્ચારે, લાંબા સ્વરથી 'વા. . .રુ' કહેતી ગુજરાતની પાટીદારણોની, નિર્દોષ ગમ્મત પણ સાથે જ ઉડાવેલી. પરીક્ષા ખલાસ થયે 'દ્રૌપદી'નું નાટક જોવા સાથે ઉપડેલા અને ''સખી સ્વપ્ન મંહિ મનમોહન મેં 'નો સ્વર આખા પ્રેક્ષક વર્ગે ઉપાડી લીધેલો ત્યારે નરસંગ અને આણંદલાલ પણ સાથે સાથે જ ભળેલા.

૨

મેટ્રીકમાં નાપાસ થવાય તો બાવા બનવું ને દિંદભરમાં માગી ખાવું એવો નિશ્ચય બન્નેએ કર્યો હતો. બન્ને ગરીબ કુટુંબના અને ગરીબીમાં જ મોટા થયા હતા. માબાપે પુષ્કળ દુઃખ વેઠીને, તેમના પર છત્ર રાખીને ભણાવ્યા હતા. ભાઈ-ભાંડુની, સગાવહાલાંની, અને આખા કુટુંબના દરેકે દરેક માણસની આંખ એમના મેટ્રીક પર ચોટી હતી. ભાઈ મેટ્રીકમાં પાસ થાય ત્યારે આમ ને તેમ ઘણું કરવાનું હતું. કેટલાએ સુંદર અવસરો મેટ્રીકના પરિણામ બાદ એકી સાથે પ્રગટવાના હતા. નાનાં છોકરાં તો આ મેટ્રીકની કાગને ડોળે રાહ જોતાં હતાં. એનું પરિણામ આવે એટલે તેઓ કંઇ ને કંઇ કરી નાખવાના હતા. પછી ભાઇઓ સાથે નદીએ હમેશાં નાહવા જવાનું, ચણીબોર વીણવાના, ગાયો માટે કડબ લાવવા ખેતર જવાનું, તળાવ કાંઠે ફરવાનું, હીંચકા બાંધવાના, મઠ, કળથી ને ચણાની ઘુઘરી ઉડાવતાં ઉડાવતાં ચીભડાના ખેતર જવાનું,

આવી આવી ઘણી ઘણી અનેરી આશાઓ મેટ્રીકના પરિણામ પર લટકતી હતી. નાના છોકરાને જનોઈ આપવાનું, બાઇને પરણાવવાનું, મોસાળ જવાનું, જાત્રાએ જવાનું અને એવું ઘણું સ્વપ્નજીવન, આશા જેવું મધુરું ને ચળકતું આ મેટ્રીકના પરિણામ પર જ આધાર રાખીને મુલતવી રાખ્યું હતું. આણંદલાલ અને નરસંગનાં ઘરડાં માબાપ આ 'મેટ્રીક'ને 'મેટ્રીક' કહેતાં ને તેમાં બેય ભાઇઓ પાસ 'પડે' તો પછી બન્ને કુટુંબો એક દિવસ જમણવાર ઉજવવાનાં હતાં! દાંત વિનાની ડોશીઓ ને ટેકે ચાલતા વૃદ્ધો પણ 'મેટ્રીક' નું કંઈ આવ્યું કહીને જતાં આવતાં ત્યાં થોભતાં.

અને પછી એક દિવસ 'મેટ્રીક' નું પરિણામ આવ્યું. 'સાત હજારમાંથી બે હજાર પાસ: ત્રીસ ટકા પરિણામ. કડક પરીક્ષા' એવું 'હેડીંગ' વાંચતાં જ બન્નેના ટાંટિયા ધ્રૂજવા લાગ્યા. મહેતા એ. બી. કે દવે એન. એમ. ક્યાંય દેખાણા નહિ. ફરીફરી જોયા, પણ ક્યાંય મળ્યા નહિ!

બન્ને—નરસંગલાલ ને આણંદલાલ નાપાસ હતા!

તે દિવસે બાઇભાંડુ રોયાં. વૃદ્ધ માબાપ રોયાં. અને બન્ને છોકરા પણ ખૂબ રોયા. બન્ને ઘરમાં, મરણના જેટલી ગ્લાનિ, અનુત્સાહ ને ઉદાસી છવાઈ ગયાં. ઘણા દિવસ સુધી એ ઘરમાં ઉજળી આશા પાછી આવી જ નહિ. નરસંગ ને આણંદલાલ, બન્ને તે સાંજે ફરવા ગયા. બન્નેનાં હૈયાં ભારે હતાં. નામોશી તેમને બાળી રહી હતી. પોતે બધાને દુઃખ દેવા માટે જ અવતર્યા છે એમ લાગ્યા કરતું હતું. 'દીધાં છોડી પિતા માતા' ની ગઝલ જેવાં તદ્દન નરમ નરમ, પાણી જેવાં એમનાં હૈયાં બની ગયાં હતાં. નરસંગે વાત છેડી: 'કેમ

આનંદ, હવે શું કરવું છે ?'

'થઇ રહ્યું. જે થવાનું હતું તે. ફરીવાર પ્રયત્ન કરીએ.'

'અને પેલી પ્રતિજ્ઞા—અને આટલા ભારરૂપે ઘરમાં રહેવું એ નામોશી—અને ફરી પાછા હેડમાસ્તર—'

આણંદલાલની આંખ સમક્ષ ઘરની રોકકળ, અને નામોશી અને હેડ માસ્તરના કઠણ શબ્દો ખડા થવા લાગ્યા. પાછું ઘેર જવું છે એ વિચારમાત્રથી જ તે ધ્રૂજ્યો.

'ત્યારે કાલે સવારે ઉપડી જાશું ?' તેણે પોતાનો નિશ્ચય જ નરસંગને જણાવ્યો.

'ક્યાં જશું ?'

'ગિરનાર.'

'બહુ પાસે પાસે પડે. કોઈ આપણને ઓળખે.'

'ત્યારે હિમાલય. अस्त्युत्तरस्यां दिशि देवतात्मा'.

'એ બહુ દૂર પડશે. વચ્ચેનો માર્ગ લઈએ.'

'ત્યારે વિંધ્યાચળ.'

'બસ એ સરસ.'

રસ્તાપર માઈલનો એક પથ્થર આવ્યો. ત્યાં બન્ને જણા બેઠા ને ગોઠવણ કરી. સવારે ચાર વાગ્યે રવાના થવું. રામપુર પછીના સ્ટેશનથી અમદાવાદની ટીકીટ લેવી, એટલે કોઈ ઓળખે નહિ અને વિંધ્યાચળમાં તપ કરવું, ભિક્ષા માગીને ખાવું, ને ફરી સંસારમાં આવવું નહિ, એવા નિશ્ચયપર બન્ને આવ્યા. બન્ને નાના હતા, ત્યારે 'નારાયણ હરિ' કરીને જ બપોર સુધીમાં બેચાર રોટલાનો લોટ માગી લાવતા. હજી પણ વારે તહેવારે 'યજમાનની જે' બોલાવી લેતા, એટલે ભિક્ષા તેમના સ્વભાવમાં હતી. વળી ક્યારેક તો એ ધંધો સારો

પણ લાગતો. સારો એટલા પૂરતો કે તેમાં કાંઈ ઉપાધિ નહિ, કાંઈ ખોટ નહિ, સંતોષ થાય ત્યારે સ્વતંત્રતાથી બંધ થાય, ને કોઈની નોકરી નહિ. આજે 'ભિક્ષાન્નદેહિ' બન્નેને આકર્ષી રહ્યું. નામોશી ટાળવા, ને 'જહાંગીરી ફકીરી એ, લલાટે છે લખાવી મેં' એ ગઝલની ધૂનમાં બીજે દિવસે સવારે બન્નેએ વહેલા નાસી જવાનો નિશ્ચય કર્યો. જે વહેલો ઊઠે તે ચાલવા જ માંડે. બન્નેએ રામપુર છોડયા પછી જ સાથે મળવું. ત્યાંસુધી કોઈ કોઈની રાહ જોવી નહિ—આવી યોજના કરી તેઓ છૂટા પડયા.

સવારમાં ચાર ન થયા ત્યાં નરસંગ તો જાગ્યો અને આગલી સાંજે કરેલી યોજના પ્રમાણે તરત જ ગુપચુપ કોઈને પત્તો ન લાગે તેમ પાછલે બારણેથી બહાર નીકળી ગયો. થોડાક પૈસા ને એક જોડ કપડાં સિવાય તેની પાસે વધારે કાંઈ ભાર હતો નહિ. પાછું જોતો જાય, ને આણંદલાલ આવતો હોય તો તેનો અવાજ સાંભળવા ઘડીભર થોભે, એમ કરતાં કરતાં તેણે રામપુર વટાવ્યું ત્યારે છેક સવાર થવા આવ્યું હતું. તે ઝપાટાબંધ રામપુર પછીના નવાપુર સ્ટેશને પહોંચી ગયો. ઉતાવળમાં ટીકીટ પણ લઈ લીધી.

ટ્રેન ઉપડવાની તૈયારી થઈ. સીસોટી વાગી. 'આવજો' ને 'સંભાળજો' ને 'બોલાવજો'ના સ્વરોથી પ્લેટફોર્મ ગાજી રહ્યું. બારીની બહાર ડોકિયું કરીને, આતુર નયને આણંદલાલને શોધવા મથતો, નરસંગલાલ જ્યારે ગાડી ઉપડી ત્યારે દડ દડ આંસુ સારીને રોઈ પડયો. પોતાનાં વૃદ્ધ પ્રિય માબાપને છોડયાં, વહાલું વતન છોડયું, અને જેના પર આધાર રાખીને તેણે પોતાનું વલોવાતું હૃદય થંભાવી રાખ્યું હતું, તે બાળસ્નેહીએ તો છેવટની ઘડીએ દગો દીધો હતો!... કોઈનું

ધ્યાન ન ખેંચાય માટે તે બહાર ડોકિયું કરીને જોવા લાગ્યો. ખાળવા માટે પ્રયત્ન કર્યાં છતાં, જોર કરીને આંસુ તો આંખમાંથી પડતાં જ રહ્યાં. તે એકલો, અનાથ, બીનઅનુભવી, 'નોનમેટીક' બાળક સંસાર છોડી ચાલ્યો ગયો. તેને માટે માબાપે કરેલી તપાસ વ્યર્થ ગઈ—આણંદલાલે વિંધ્યાટવીમાં શોધખોળ કરી તે પણ નિષ્ફળ ગઈ. સ્વપ્નાની માફક તે ઊડી ગયો. ને તે વાતને તો ઘણા દિવસ થઈ ગયા.

નરસંગના ચાલ્યા ગયા પછી તેનાં વૃદ્ધ માબાપ ઉત્સાહ-હીન, દીન અને ભિખારી જેવાં થઈ પડયાં. નરસંગ ઉપર જ એમની વૃદ્ધાવસ્થા નભી રહી હતી. તેમણે ગંગાસરીયું છોડી રામપુરમાં નિવાસ કર્યો. ત્યારપછી આણંદલાલ ધીમે ધીમે પાસ થઇને આગળ વધ્યો; મેજિસ્ટ્રેટ બન્યો; પ્રતિષ્ઠાસંપન્ન થયો. અને રામપુરમાં અગત્યની વ્યક્તિ તરીકે ગણાવા લાગ્યો.

આણંદલાલે નરસંગના ગયા પછી થોડો વખત તો એના વૃદ્ધ માબાપની કાળજી રાખી. પણ જેમ જેમ એની પ્રતિષ્ઠા ને વૈભવ વધ્યાં તેમ તેમ એ કાળજી ઓછી થતી ગઇ. અને એનાં પોતાનાં માતાપિતા મરણ પામ્યાં ત્યારપછી તો એ ઓળખાણ પણ એને અળખામણું થઈ પડયું. એણે રામપુરમાં ઘર જમાવ્યું. અને પોતાના ઘરની પાસે નરસંગના થનાર સાસરાનું ઘર હતું તે પણ ધીમે ધીમે પડાવી લીધું. નરસંગના દીન અને ઉત્સાહહીન વૃદ્ધ માબાપે છોકરાની તપાસ કરવા ભેખ લીધો. અને એક દિવસ સવારમાં વહેલાં રામપુરને તજીને ચાલી નીકળ્યાં. આણંદલાલે એમને રોકયાં નહિ, રોકવા પ્રયત્ન પણ કર્યો નહિ. હજાર રીતે આગળ વધવા ટેવાયલું મન આવી વાતનો વિચાર કરવાની ફુરસદ પણ મેળવી શકયું નહિ.

નરસંગનું વેવિશાળ રામપુરમાં થયું હતું. નરસંગ ભાગી ગયો એટલે તેની ભાવિ પત્ની સવિતા બીજે પરણી ગઇ. પણ વિધવા થઈ ને પાછી રામપુરમાં પિયરમાં આવીને રહી. એનું ઘર આણંદલાલના ઘર પાસે જ હતું. આણંદલાલને ત્યાં એ બાઈ કામ કરવા આવતી. અને તેની પોતાની જમીનમાંથી થોડું ઘણું મેળવી લેતી. પણ તે જમીનનો કાંઈક વાંધા ભર્યો કેસ ચાલ્યો. તેમાં જમીન ખોઈ ને પછી અચાનક એ પણ યાત્રા કરવા ચાલી ગઈ.

એક દિવસની વાત છે. સવારના ચારનો સમય થયો હશે. પાછલી રાતના ચંદ્રનું આછું તેજ પડી રહ્યું હતું. રસ્તામાં હજી શાંતિ હતી. પર્વતની તળેટીનો પ્રદેશ વળી વધારે શાંત લાગતો હતો. ઝાડવાના ઝૂંડ ચારે તરફથી બિહામણાં ડોકાં કરી રહ્યાં હતાં. કોઈ ભવ્ય યોગી જેવો પર્વત પોતાનો અંચળો ઓઢીને શાંત ઊભો હતો.

એવી તદ્દન નીરવ શાંતિમાં સવિતા અશાંત હૃદયે ચાલી જતી હતી. એણે સાંભળ્યું હતું કે તળેટીમાં એક બાવાજી રહે છે.અને દરેક નિરાધાર માણસને તે યથાશક્તિ મદદ કરે છે. સવારના પાંચ વાગે તે ઝૂંપડી પાસે આવીને ઊભા. અંદર ધૂણીનો દેવતા ધગી રહ્યો હતો. કોઈ બે જણ શાંત ચિત્તે ભજન ગાઈ રહ્યા હતા.

સવિતા અંદર જતાં ધ્રૂજી. બહાર ઊભી રહી. અચાનક બાવાજી બહાર નીકળ્યા. બાઈને જોઇને તે ઘડીભર થંભી ગયા : ‘ બાઈ ! મૈયા ! ક્યું ? ક્યું આઈ ? કીધરસે આઈ ?’

‘ મારાજજી ! ’ સવિતા વધારે બોલી શકી નહિ.

‘ મૈયા ! કુછ વિપત પડી હય ? ’

'મારા'જ ! એકે લગ્ન કરીને તજી. બીજો પરણીને તજી ગયો. અને આ પેટપડયું દુનિયામાં ઊભા રહેવા દે તેમ નથી.'

મારાજજી સમજી ગયા. એમને ત્યાં આવા કિસ્સા ઘણા આવતા. 'અચ્છા બહન ! લડકેકુ ઇધર છોડ દો. તુમેરા પત્તા જરા દે દો.'

'મારું નામ સવિતા. જાતની બ્રાહ્મણી. રામપુરની રહેવાશી. અને મોટા મોટા ન્યાયાધીશ લોકનું નામ ન દેવાય એટલે દેતી નથી. પણ એ પાપનું જ આ પરિણામ !'

બાવાજીએ બાળક લઇ લીધું. ઊંડા વિચારમાં પડયો હોય તેમ તે અંદર ચાલ્યો ગયો. થોડીવારમાં બાળકની વ્યવસ્થા થઇ ગઈ. પણ બાવાજીનું મન વિચારવમળમાં પડયું હતું :

'સવિતા ? – ત્યારે તો જેને મેં દગો દીધો તે નહિ ? અને સવિતાને–આણંદલાલે દગો દીધો લાગે છે. આ . . . હા ! પણ હવે તો મારે ભેખને નભાવ્યે છૂટકો. દુનિયામાં મોટા ભિખારી છે. નાના ભિખારી છે. પણ સાચા ભિખારી નથી. મારું જીવન ધ્યેય–ભીખને જીવનશણગાર રૂપ બનાવવાનું એને–આ નાનું બાળક પાર પાડો !' બહારના કોઇ અવાજે એમને વિચારમંથનમાંથી જગાડયા.

'નરસંગદેવજી ! મહારાજજી ?' બહારથી કોઇક બૂમ પાડી.

'કેમ ?'

નરસંગની નવી જ સ્થાપેલી નિરાશ્રિતભવનની કોઇ બાઇ ઊભી હતી.

'નવા બાળકનું નામ શું પાડવું છે ?'

જીવનની સઘળી વેદના એક જ શબ્દમાં ઠાલવવી હોય તેમ નરસંગ બોલ્યો : 'વિશ્વાસરાવ.'

નરસંગે પોતાનો જીવનસંકલ્પ પાર પાડવા ઘણું પર્યટન કર્યું હતું, પણ પોતાનાં વૃદ્ધ માબાપને પોતે દગો આપ્યો તે વાત તેને હમેશાં સતાવી રહી હતી. એટલે તે દેશ તરફ પાછો તો ફર્યો. પણ રામપુરમાં તપાસ કરી તો તેનાં માબાપ મરણ પામ્યાં છે એટલા જ સમાચાર મળ્યા. આણંદલાલની પ્રતિષ્ઠા વિષે તેણે સાંભળ્યું. પણ સવિતાને તો તે ભૂલી જ ગયો હતો. પોતે જીવનની રખડપટ્ટીમાંથી એક જ સત્ય તારવ્યું કે કોઇ પણ જાતની સંસ્કારિતા સ્થાપવી હોય તો ઐચ્છિક ગરીબીને જીવનધર્મ સમજે એવો એક વર્ગ સ્થાપવો જોઇએ. પછી એ સ્વપ્ન એણે જીવનમાં ઉતાર્યું. રામપુરથી થોડે દૂર ડુંગરાની તળેટી પાસે પોતે એક નિરાશ્રિત ભવન સ્થાપ્યું હતું. અને સવિતાનો દાખલો મળ્યા પછી તો એને નિરાધાર સ્ત્રીઓનાં નિરાધાર સંતાનના ભવન જેવું જ કરી મૂક્યું. પોતાના આ જીવનકાર્યમાં એ આગળ વધ્યા. એમ ને એમ ઘણો વખત વહી ગયો.

૩

રામપુરમાં નવા બંધાયલા રામેશ્વર મંદિર પાસે હમેશાં સાડાપાંચે એક ઘોડાગાડી થોભાવી, કાળા ચકચકિત ઝીણા આલપાકાનો કોટ, રેશમી કોરનો દુપટ્ટો, માથે પાઘડી, પગમાં મોજાં ને બૂટ, ને હાથમાં રૂપાની મૂઠવાળી લાકડી લઇને, એક પ્રૌઢ ગૃહસ્થ તેમાંથી નીચે ઊતરતા, ને લાલબનાતનો ડગલો પહેરીને પાછળ ચાલતો મુસલમાન પટાવાળો મંદિરના પગથિયાં સુધી આવીને ‘ સાહેબ ’ની રાહ જોતો ત્યાં થોભતો. ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેઇટ, આણંદલાલ, રામેશ્વરનાં નિયમિત દર્શન કરીને જ ઘેર જતા. આ મંદિર એમની મદદથી જ બંધાયેલું. ને એમની ઉદાર મદદથી જ ચાલતું. ભક્તિ ને શ્રદ્ધા તેમને

વર્યા છે, એમ ઘણા વેપારીઓ કહેતા : કેટલાક કહેતા કે મંદિર આણંદલાલે ઊભું કર્યું છે એ સાચું, અને મૂર્તિની સ્થાપના વખતે બ્રહ્મભોજ કરેલો એ પણ સાચું, પણ જાત્રાએ ચાલી ગયેલી સવિતા નામની વિધવા બ્રાહ્મણી, ને તેની ઈનામી જમીન—એવા એવા લાંબા ' કેઇસ 'ને રામેશ્વરના મંદિરની સ્થાપના સાથે કાંઈ સંબંધ છે.

આણંદલાલ આજે હમેશની ઢબ પ્રમાણે ગાડીમાંથી ઊતર્યાં, ચારે તરફ એક ચકોર દૃષ્ટિ ફેરવી લીધી, મંદિરનાં સોપાન ચડયા, ને ભાવપૂર્વક મહાદેવને પ્રણામ કરી પાછા ફરી, મંદિરને ચારે તરફ ફરતી બાંધેલી બેઠકમાં એક ખૂણે બેઠા. અચાનક વીજળીનો આંચકો લાગે ને માણસ સજ્જડ બની જાય તેમ આણંદલાલ, પોઠિયા પાસે બેઠેલા, એક પ્રૌઢ બાવાને જોઇને સજ્જડ થઇ ગયા. તે પોતાને સ્થાનકેથી ઊઠયા નહિ, આમતેમ જોયું નહિ, પણ હતા ત્યાં ને ત્યાં બેઠા બેઠા ઘણા દિવસો પહેલાંની વાત સંભારતા હોય તેમ, પેલા બાવાની સામે જોઈ રહ્યા ! વીજળી ચમકે, ને જેમ આકાશના ઊંડા ઊંડા ભેદ દેખાય, તેમ એક અચાનક વિચાર આવતાં તેમના સમક્ષ ઊંડું ઊંડું–દિવસો પહેલાંનું–દૃસ્ય ખડું થઈ ગયું.

તે ધીમે સ્થિર પગલે બાવા તરફ ચાલ્યા: પોઠિયા પાછળ ઊભા રહી, શંકર દર્શનના નિમિત્તથી, એકી ટશે બાવાને ફરી ફરી નિરખી રહ્યા.

અને અચાનક પ્રશ્ન કર્યો: ' મહારાજ ! આપ કીધરકે રહને વાલે ? '

મહિમ્નસ્તોત્રમાંથી, ' મહોક્ષ ખટ્વાઙ્ગં. ' ભણતાં ભણતાં, બાવાજીએ આણંદલાલ સામે જોયું.

સાચી, અડગ નિશ્ચયવાળી, મોટી નિર્મળ બે આંખો: મોતી જેવી સ્વચ્છ ને હીરા જેવી ચળકતી.

પોતાની જિંદગીમાં પહેલી વખત આંખોને આત્મદર્શનનાં દ્વાર જેવી જોઈને આણંદલાલ, મોટા અધિકારી છતે, જરાક નાના થતા હોય તેમ લાગ્યું. પણ તરત જ રામેશ્વર મંદિરના સંસ્થાપક, ધર્મધુરંધર, ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટ, આણંદલાલે હમેશની પોતાની અધિકારીની રીત પર આવી જઈને ફરીને પૂછ્યું: 'મહારાજ! આપ કીધરકે રહેનેવાલે હો?'

બાવાજીએ ઊંચેથી કે નીચેથી કાંઈ પણ જવાબ આપ્યો નહિ. માત્ર વધારે ધ્યાનથી તેની સામે જોયું.

એ દૃષ્ટિમાં દુનિયા ડૂલ થાય તેની અકથ્ય વેદના ભરી હતી. આણંદલાલ સડક થઈ ગયા. તે કહ્યા વિના જ કળી ગયા, કે પોતે વર્ષો પહેલાં એક મિત્રને વચન આપીને સાથ ન આપ્યો તે નરસંગ જ તેની સામે જોઈ રહ્યો છે!

'નરસંગ તો નહિ કે?' તેમનાથી બોલાઈ જવાયું. બાવો ખડખડાટ હસી પડ્યો. ભયંકર, શૂન્ય, વેદના છૂપાવવા કરેલું અટ્ટહાસ્ય. આણંદલાલ ખસિયાણા પડી ગયા. પગથિયા પાસેથી પટાવાળો પોતાની સ્થિતિ જોઈ રહ્યો છે એ યાદ આવતાં પાછા ગંભીર બની રૂઆબભેર દર્શન કરવા લાગ્યા. એટલામાં, ગામનાં પણ બીજાં માણસો દર્શન કરવા આવી પહોંચ્યાં ને એ સૌની સલામો ઝીલતા તે ઉતાવળે પગલે પાછા ફર્યા.

ગાંડો જેવું, ઉન્માદભર્યું, વેદનાનું સૂચક એક બીજું અટ્ટહાસ્ય તેમને તીરની માફક ખૂંચી ગયું. માર્ગમાં આણંદલાલ વિચારના વેગ પર ચડી ગયા: પોતે ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટ ધર્મધુરંધર, પ્રતિષ્ઠાસંપન્ન અને ક્યાં નરસંગ બાવો ને ભિખારી?

પોતાના ભૂતકાળના ગરીબ જીવનનો એ સાક્ષી છે એ વિચાર આવતાં મનમાં ને મનમાં, એની ઓળખાણ તાજી કરવા માટે પોતે પોતા ઉપર જ ગુસ્સે થયા. ભૂતકાળનાં દર્શન બધાંને જ વહાલાં નથી વાગતાં; જીવનના પડછાયામાં રમનારાને તો એ આકરાં જણાય છે. જે શેરીમાં છોકરાં સાથે પોતે મોઈ દાંડિયે રમતા તે આવતાં, પોતે જ વેચાતું લઈને પોતાના મકાનમાં ભેળવી દીધેલું નરસંગના સસરાનું ઘર સામે આવ્યું !

'આ બધું પોતાને લીધે ? કે નરસંગની મૂર્ખાઈને લીધે ? પોતે ઘેર રહ્યા, ભણ્યા, મેજીસ્ટ્રેટ થયા, વૈભવ જમાવ્યો, સુખી થયા અને નરસંગ ભાગ્યો—પણ પણ પોતે આપેલું વચન. . .એ કાંઈ નહિ, પોતાનો માર્ગ કરવાની શક્તિ ને બુદ્ધિ ન હોય એમાં કોઈ શું કરે ?' મેજીસ્ટ્રેટ વિચાર કરી રહ્યા હતા. એટલામાં સડસડાટ કરતો ચાબૂક ઘોડા પર પડયો. ઘોડો ઉછળીને ખાંચામાં વળ્યો. ઘર આવ્યું, મેજિસ્ટ્રેટ ઉતર્યા, ને રાહ જોતા માણસોની સલામો ઝીલતા, પોતાના દીવાનખાનાની હૂંફમાં પેસી ગયા.

પણ અંતરને થીજાવી નાખે તેવી નરસંગની એ આંખો સાથે ને સાથે પેઠી.

બધાને અટકાવી શકાય છે. ડંખતા દિલને કોઈ પટાવાળો, કે પાટિયું 'નોટ એટ હોમ' કહી શકતાં નથી.

૪

પણ પછી ગમે તે કારણે રામેશ્વરનાં નિયમિત દર્શન કરનાર આણંદલાલ હવે ભાગ્યે જ રામેશ્વર ભણી પગ વાળે છે. પેલો બાવો ત્યાં જ ધૂણી ધખાવીને પડયો છે. કેટલાક એને માને છેઃ કેટલીક ભાવિક સ્ત્રીઓ 'બાવાજી'ની પ્રસાદી

લઈ જાય છે: અને તેની અનોખી પ્રતિષ્ઠા જામતી જાય છે.

આણંદલાલ, નિયમ તરીકે, એ દિશા તરફ વળતા જ નથી: પણ ખબર રાખે છે ખરા.

મેજિસ્ટ્રેટની પાસે સત્તા છે, પણ બાવાજીની જામતી પ્રતિષ્ઠા પાસે એ ઝાંખી પડતી હોય તેવું લાગે છે. બાવાજી પાસે એક રૂપાળો ચેલો પણ આવ્યો છે. તેર ચૌદ વર્ષનો હશે. પણ બાવો તેને ભેખ ન આપતાં, જરૂર જોગું શિક્ષણ આપે છે. ભિક્ષા માગવા જાય છે, પણ મેજિસ્ટ્રેટનું ઘર છોડીને પોતાના ઉપયોગ જેટલી ભિક્ષા લાવે છે. વાત ચાલે છે કે બાવાજીની નાની સરખી સંસ્થા પર્વતતળેટીમાં છે, અને તેમાં અનાથ વિધવાએ તજેલાં બાળકો જ આવે છે. બાવાજી દેશ ઘૂમીને માગે છે. ને સૌને નિભાવે છે, ને પછી મોટાં થાતાં, પોતપોતાનું ચણવા માટે છૂટા મૂકી દે છે.

આણંદલાલે રામેશ્વર મંદિરનાં દર્શન કરવાં જ બંધ કર્યાં હતાં. રસ્તામાં અચાનક બાવાને મળે તો તે તેની સામે જોઈ શકતો નહિ. તેને નરસંગની આ ગામમાં હાજરી હોય તે કપરું લાગતું હતું. અંતે તેણે એક માર્ગ શોધી કાઢ્યો. તેણે નરસંગને ભેખ મૂકાવી, ક્યાંક દૂર દૂરના ગામડામાં, કારકુન તરીકે મોકલી દેવાનો મનસુબો કર્યો. એથી પોતાનું મન શાંત થશે ને નરસંગ રસ્તે પડશે. એ વિચારથી એક રાત્રે તેણે નરસંગને બોલાવ્યો.

જાણે ભીંજાઈને ધ્રૂજતી હોય તેવી શ્રાવણ માસની રાત્રિ હતી. આકાશમાં વરસાદ તોળાઈ રહ્યો હતો, અને ઝીણી બુંદ પડી પડીને રસ્તામાં કીચડ જામ્યો હતો. આણંદલાલ પોતાના મીઠી હૂંફવાળા દિવાનખાનામાં, 'સોફા' પર બેસીને

પુરુષાર્થથી મેળવેલા વૈભવને જાણે સગર્વભરી દૃષ્ટિથી નિહાળતા હોય તેમ સોપારી ચાવતાં ચાવતાં વારંવાર આમતેમ જોયા કરતા હતા. પાસે મૂકેલી સગડીમાંથી આવતી જરા જરા 'હૂંફ' તેમને સોનેરી સ્વપ્ન જેવી માયાની મૂર્તિનાં દર્શન કરાવતી હતી. અચાનક બારણું ઉઘડયું. પટાવાળો આવ્યો ને તેની પાછળ નરસંગનું મોં દેખાયું.

'બાવાજી! આવો' કહીને, આણંદલાલે એક પાસે પડેલી ખુરશી તરફ હાથ લંબાવ્યો, ને પટાવાળાને ડોકું હલાવી જવાની રજા આપી.

બાળપણના લંગોટિયા મિત્રો ભેગા થાય ત્યારે સામાજિક સ્થિતિ ભૂલાઈ જઈને, ઘડીભર પેલું સમાન વાતાવરણ જામી જાય છે.

પણ 'નરસંગની આ સ્થિતિ માટે પોતે જવાબદાર છે.' એમ વારંવાર મોટેથી મનમાં બોલતા અવાજને દબાવવામાં જ આણંદલાલ રોકાઈ ગયા હતા.

નરસંગે પોતાની બન્ને આંખો, મંદિરમાં બતાવી હતી તેવી તીક્ષ્ણતાથી, આણંદલાલ સામે ચોડી. આણંદલાલને ફરીવાર લાગ્યું કે આવા બાવા જેવા માણસને મળવામાં પોતે ભૂલ કરી છે. પણ તે શાંતિથી સગડી પર હાથ રાખીને તાપતા તાપતાં બોલ્યા:

'કેમ નરસંગ! તને આ શું સૂજ્યું?'

શબ્દો બોલાઈ ગયા પછી તે પાછા મળે તેમ આણંદલાલે ઇચ્છયું. પણ એટલામાં નરસંગ હસી પડયો.

આવું વર્તન આણંદલાલે ઘણાં વર્ષોથી અનુભવ્યું ન હતું. એટલે એમાં તેને અપમાન ને ગ્રામ્યતા બન્ને લાગ્યાં.

તેણે ઉતાવળથી જવાબ વાળ્યો:

'ભાઈ! તમને આંહીં બેસવા દીધા. બાળસ્નેહી જાણીને આટલું માન આપ્યું, ત્યારે આ બદલો આપો છો? સીધી વાત કરોને. અને આવી રીતનું તોછડું હાસ્ય તું શા માટે કરે છે?'

'એ હાસ્યથી જ હું જીવું છું.'

'તું તો ભીખથી જીવે છે.'

'ભીખથી જો કે હું તો જીવતો નથી, પણ જીવતો હોઉં તો પણ લુચ્ચાઈ ભરેલી પ્રતિષ્ઠા, ખોટી મોટાઈ ને લાંચ ભરેલી કારકુની કરતાં એ ભિખારી જીવન વધારે હલકું કે દુષ્ટ નથી. જો કે તમારા મતે આજે લાંચ ને લુચ્ચાઈ ભીખ કરતાં શ્રેષ્ઠ મનાય છે ખરાં.'

આણંદરાવને આ ઘા મર્મનો લાગ્યો.

'હું લાંચથી જીવું છું?'

બાવો નરસંગ હસી પડ્યો. 'ના, ના. હું એમ કહેતો જ નથી. કારકુનો લાંચથી જીવે છે. અધિકારીઓ તો કમીશનથી કે પ્રતિષ્ઠાથી જીવે છે. પણ ભાઈ . . . મને કેવળ હસવા દે. હાસ્યથી જ હું દેખીતું ઝેર પી ને પચાવી શકું છું. બોલ તું મને ભીખના કામમાં મદદ કરીશ?'

'ના'

'મનુષ્યના જીવનમાં ઘણી ખામીઓ દેખાતી નથી, માટે એ ખામીઓ નથી, એમ માનીને જ આપણે સૌ જીવતા નથી? આટલું છતાં પણ મારી ભીખ તને નથી રુચતી?'

'ના. એટલું છતાં હું ભીખને નહિ ઉત્તેજું!'

'હરીચ્છા.'

નરસંગ પાછો એકદમ ગંભીર બની ગયોઃ તેણે આણંદલાલ સામે જોયુંઃ ' હું તમને એક બીજી વાત કહેવા આવ્યો છું. '

' શું ? '

' મારે પૈસા જોઈએ છીએ. ' નરસંગે કહ્યું.

' તમે કાંઈ ધંધો ન કરો ? '

' ધંધો તો હું કરું જ છું ને ? '

' શું ? '

' ભીખનો ! તમે જ મને એ પસંદ કરાવ્યો છે. બાળપણ સાંભરે છે ? આપણી પ્રતિજ્ઞા સાંભરે છે ?

સામે બેઠેલા બાવાના જીવનમાં અને પોતાના જીવનમાં કેટલો બધો તફાવત છે એ જોઈને આણંદલાલ મનમાં ને મનમાં, તેના ધંધાની પસંદગી તરફ હસ્યા ! ' ભીખ ! એ શું ધંધો કહેવાય ? '

' ધંધા તરીકે ભીખ જેવો એક પણ ધંધો મેં જોયો નથી. '

' તે હશે. હું તમને ભીખ માગવામાં મદદ નહિ કરું. તમારે કાંઈ ધંધામાં જોડાવું હોય તો પાંચ પચીસની મદદ આપું. એથી વધુ તો મારી પાસે પણ નથી. મારી જવાબદારીઓ પણ મારે ઉઠાવવી જોઈએ નાં ? હું પણ ગરીબ માણસ છું, તમારા જેવો જ. '

નરસંગ આશ્ચર્યથી તેની સામે જોઇ રહ્યો.

' તમે બહુ બદલાઈ ગયા છો, ભાઈ ! '

' હું બદલાયો નથી. તમારામાં, મારું કહેલું સમજવાની શક્તિ રહી નથી. '

સવિતાનું જરા જેટલું સૂચન જ આણંદલાલને એની

જવાબદારી સમજાવવા પૂરતું હતું. પણ નરસંગ ઝેર પી જતો હોય તેમ મોંએ આવેલું વાક્ય ગળી ગયો.

'હરીચ્છા'—નરસંગ ઊભો થયો. તેણે પ્રેમથી, એક વખત આણંદલાલ સામે જોયું: 'ભાઈ! આણંદલાલ! ક્યારેક સંભારજો હો—અને હવે ન મળીએ તો—' તે વધારે બોલી શક્યો નહિ, સીધો આવ્યો હતો તેવો ચાલ્યો ગયો, ને તેની પાછળ બંધ થતા બારણાનો અવાજ, દુઃખની કારમી ચીસ જેવો ધીમે ધીમે શાંત થઇ ગયો.

બીજે દિવસે ખબર પડી કે બાવાજી મંદિર છોડીને ચાલ્યા ગયા છે. સમયનો લાંબો પ્રવાહ આ વાતને પણ ગળી ગયો.

લાંબે ગાળે એક વખત તા૦ ૧૦મી જુને બહાર પડેલા બી. એ. ને એમ. એ. ના પરિણામમાં બે નામ સૌની આંખે ચઢી આવે તેવાં હતાં.

'ઈંદિરા આણંદલાલ: બી. એ. ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ.'

'વિશ્વાસરાવ: એમ. એ. ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ.'

આણંદલાલે વિશ્વાસરાવની તપાસ માંડી હતી. અને પોતાની ઈંદિરા જેવી બુદ્ધિશાળી પુત્રીને, જો આવો સ્વામી મળી જાય, તો પોતે જીવનનું મોટામાં મોટું કામ પૂરું કર્યું ગણાય. પોતે પોતાના જીવનને જે પુરુષાર્થથી ઘડયું હતું, તેની ટોચ આવતી હોય તેમ તેમને લાગ્યું. આજે એ વિશ્વાસરાવ જ તેની સામે બેઠેલ હતો.

'તમે કહ્યું તમારું કોઈ સગું નથી?'

'હા. હું પહેલેથી જ અનાથ છું.'

'માબાપ બાળપણમાં ગુજરી ગયેલાં એમ?'

'હા.'

'ત્યારે તમે આટલું ભણ્યા શી રીતે? જરાક તમારો ઇતિહાસ કહેશો?—જો જો માઠું ન લગાડતા હો–' આણંદલાલની, હમેશની સાથી બની ગયેલી મીઠી જબાનની વાત આવી.

'બહુ જ ટૂંકી વાત છે.'

ઈંદિરાએ, ચાના બે 'કપ' સાથે પ્રવેશ કર્યો : ને જરાક હસતે મોંએ બન્ને 'કપ' મૂક્યા. પાસે ખુરશી પર બેસી, આ જુવાનની આત્મકથામાં રસ લેવા લાગી.

'બહુ જ ટૂંકી વાત છે. હું નરસંગલાલ બાવાજીની મદદથી ભણ્યો છું. . . . ગયે વર્ષે એ બિચારા દેવ થયા.'

આણંદલાલ સ્તબ્ધ બની ગયા : 'બાવાજી એમની અટક છે?'

'ના. એ 'બાવા' જ હતા. ભીખ માગવાનું ને મારા જેવા અનેક અનાથ માટે ખર્ચ માગી લાવવાનું એ બે જ એનાં કામ.'

આણંદલાલને જરાક ગભરાટ છૂટ્યો: એ નરસંગને તરત ઓળખી ગયા. પણ ઓળખાણ આપવા માગતા ન હતા. એટલે અજાણ્યા બનીને પૂછી રહ્યા: 'પણ એ ક્યાંના હતા?—એને મોંએ ચઢી આવેલો પ્રશ્ન 'આંહીંના?' ગમે તેમ પાછો ગળી ગયા.

'એ ખબર નથી. પૂર્વાશ્રમની વાત પૂછતાં એમનું દિલ બહુ દુઃખ પામતું.'

આણંદલાલ જરાક ખિન્ન થતા દેખાયા. 'એમ?'

'હા. એ મેટ્રિકમાં નાપાસ થયા અને ત્યારથી સંસાર છોડયો તે છોડયો. બસ. પોતાના પૂર્વાશ્રમની એ વિષેની બીજી

વાત એમણે કોઈને કદી પણ સંભળાવી નથી.'

આણંદલાલે છૂટકારાનો દમ ખેંચ્યો.

'પણ ત્યારે તમારો ને એમનો મેળ જામ્યો શી રીતે?'

'હું અનાથવિધવાનો પુત્ર. મારી માનું નામ સવિતા.'

'હેં!'-આણંદલાલથી અચાનક બોલાઇ ગયું, તે કોચમાં બેઠા જેવા થઈ ગયા, પણ તરત જ સ્વસ્થ થઈ ગયા.પોતાના આશ્ચર્યનો બીજો અર્થ કરાવવા માટે હસી પડયાઃ 'એવું છે, ભળતાં નામની બીક લાગે છે. એ તો મારી બેન-બહુ વખત પહેલાં મરી ગઈ એનું નામ પણ સવિતા હતું. પણ એને છોકરું જ થયું નથી. તમ તમારે ચલાવો આગળ.'

'બાવાજીએ મારી માની કરુણ કથા એક વખત કહી દીધી હતી-'

આણંદલાલના મોં પર પ્રસ્વેદનાં બિંદુ છૂટયાંઃ શરીર હાથમાં નહિ રહે એટલી બધી અશાંતિ સ્પષ્ટ દેખાવા લાગી.

'કે સવિતાનું-મારી માનું-પ્રથમ લગ્ન તેમની સાથે થયેલું. પણ તે ભાગ્યા. સવિતા બીજે પરણી, વિધવા થઈ. મારી મા બહુ જ રૂપાળી હતી. કોઈ મોટા અધિકારીએ, તેને સપડાવી. અને મારા જન્મ પછી, મને એ તજી ગઈ. ઘણી વખત મને મળવા આવતી, ને પોતાની વાત બાવાજીને કહેતી. બાવાજી એને બહુ જાળવતા. એક દિવસ-મને ખબર પડી કે મારી મા મરી ગઈ છે. હું તે વખતે ભાગ્યે જ દસ વર્ષનો હઈશ.' વિશ્વાસરાવનો સ્વર ગળગળો બની ગયો.

આણંદલાલ એકી ટશે તેની સામે જોઇ રહ્યાઃ 'બાવાજીને અધિકારી બાબતની બધી ખબર હશે. શા માટે ન્યાય નહિ માગ્યો હોય?'

'બાવાજીને બધી ખબર હતી, પણ તેમણે મને કે કોઈને એ વાત ન કરી. પોતે જ બળી ગયા. માત્ર મને મોટો કરવામાં પાછી પાની ન કરી. આજે હું જે છું તે બાવા નરસંગલાલના પ્રતાપે.'

આણંદલાલ કોચ પરથી બેઠા થઈને આમથી તેમ આંટા મારવા લાગ્યા. તેમના અનિયમિત પગ અને ઉતાવળથી ભરાતા પગલામાં સ્પષ્ટ ગભરાટ હતો.

'બેન!' તે ઇંદિરા સામે જોઈને બોલ્યા. 'તું જમવાની તૈયારી કરાવ.'

ઈંદિરા ચાલી ગઈ.

૫

રાત નિર્મળ હતી. આકાશમાં ચંદ્ર હતો, તારા હતા, અને નિગૂઢ શાંતિ હતી. પસ્તાવો કરવાનું મન થાય એવી એકલતા હતી.

જ્યાં વિશ્વાસરાવ સૂતો હતો, તેના બારણા પાસે આવીને આણંદલાલ થોભ્યા. અંદર જતાં પગ ઉપડયો નહિ. જોર કરીને ઉપાડયો અને પોતે અંદર ગયા. શાંતિથી વિશ્વાસરાવ સૂતો હતો.

'વિશ્વાસરાવ' . . . .આણંદલાલે બૂમ પાડી. તેનો પડઘો પડતાં, આણંદલાલ હાથની આંગળી કરડવા લાગ્યા.

'આ હા! આ. . .હા! સમજાયું. નરસંગે, આ છોકરાનું નામ વિશ્વાસરાવ પાડીને જ પોતાનું દર્દ ખાલી કરી નાખ્યું છે. . .' એ નવું સત્ય મળી આવતાં. તે દુઃખથી નીચે બેસી ગયા; 'ઓ! વિશ્વાસરાવ! . . .'

નરસંગની બીખનું રહસ્ય પણ હવે તેની નજર આગળ તર્યું.

બીજી ક્ષણે વિશ્વાસરાવ બેઠો થયો. પોતાના ખંડમાં અત્યારે આણંદલાલને જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો.

'કેમ ભાઈ? અત્યારે?'

આણંદલાલ વિશ્વાસરાવને પોતાનો પુત્ર ગણીને ભેટવા આવ્યા હતા: સવિતાને છેતરનાર અધિકારી પોતે છે, એ પસ્તાવો કરવા આવ્યા હતા. પણ છેવટની ઘડીએ તે ડગવા લાગ્યો. વાત પ્રગટ થાય તો પ્રતિષ્ઠા, ધર્મ, વૈભવ બધું જાય. તે હેં હેં હેં હેં થઈ ગયા ને બીજું કાંઈ હોઠે ન આવતાં વાતને ઉપાડી. લેવાના વેગમાં જ બોલી ગયા.

'હું ઇંદિરાનો હાથ તમને. . .'

પણ તે પોતે પોતાનાથી ભડક્યા: આગળ બોલતા અટકી ગયા. શું બોલે છે એ ભાન હવે આવ્યું.

પણ જાણે જીવનનો નિશ્ચય કરીને જ ફરતો હોય તેટલી દૃઢતાથી વિશ્વાસરાવ સામે ઊભો હતો. તેણે માથું સહેજ નીચું નમાવ્યું: જવાબ વાળ્યો:

'મને તો ગુરુ ને પિતા નરસંગલાલનો મંત્ર મળ્યો છે. . .'

'કે? કે?'

'મારે જ્ઞાનભિખ્ખુ બનીને જીવનનિર્વાહ કરવો. હું તો બાપને પરણ્યો છું. અને મારી માની કાયમની યાદી રાખવા વિધવાનાં સંતાનને અને વિધવાઓના નિરાધાર જીવનને જાળવવું. નરસંગલાલ ગુરુએ આપેલી એ જીવનકલાને હું વર્યો છું. માફ કરજો.'

નરસંગની મહાનુભાવતાના એક પછી એક નીકળતા વધારે ઉજ્જવલ રંગો જોઈ, આણંદલાલ હાલી ઊઠ્યો. તે

ગદગદ કંઠે બોલ્યો 'ભાઈ! તું તો મારો. . .'

પાસેના ખંડમાંથી સ્વપ્નમાં રડતી ઇંદિરાનો અવાજ આવતાં બન્ને ચમક્યા.

'પુત્ર છે' એમ બોલવાની આણંદલાલની હિમ્મત ફરી ખસી ગઈ.

'નાનાભાઈ જેવો છે. તને હું જ મદદ કરીશ'

અને આણંદલાલની નજર સમક્ષ, 'ભાઈ આણંદલાલ! ક્યારેક સંભારજો હો. હવે પાછા જો ન મળીએ તો. . .' એ શબ્દો બોલતી નરસંગલાલની જીવતી મૂર્તિ ખડી થઈ ગઈ.

આખા દેહમાં જાણે નમ્રતા સીંચાઈ રહી છે. નસે નસમાંથી વિશ્વાસ ભર્યાં અગાધ પ્રેમની ઉષ્મા પ્રગટી રહી છે. એ જ નરસંગલાલ!

આણંદલાલની આંખ તો નરસંગ સામેથી ખસે જ નહિ!

'ભાઇ!' આણંદલાલ વેગથી, વિશ્વાસરાવ તરફ વળ્યા. 'તું મારી ઇંદિરાને ન લે–તો મારી લક્ષ્મીને સંભાળજે. એક લક્ષ્મી તો તારે લેવી જ પડશે.'

'ના.' વિશ્વાસરાવે દૃઢતાથી જવાબ વાળ્યો. 'ગુરુએ આપેલા મંત્ર પ્રમાણે હું ભીખમાંથી જે સંસ્થા ચલાવવા માગું છું, કોઈ શ્રીમંતની અકસ્માત ઉદારતા પર નહિ. મારે જનતાને જાગ્રત કરવી હોય તો ઘેર ઘેર ભીખ માગીને જીવવું રહ્યું. તમારા પૈસા લઉં એથી તો મારો સંકલ્પ તૂટી જાય. ગુરુના ઉપદેશ પ્રમાણે ભીખ જેવો ઉત્તમ ધંધો એકે નથી. આ દેશમાં ઐચ્છિક ગરીબી એ વિદ્વતાનું અનિવાર્ય આભૂષણ ગણાતું, ત્યાં જીવનની ઊંચામાં ઊંચી કલા તરીકે ભીખને

સ્થાપવી એ મારી સ્વપ્નસૃષ્ટિનો અભિલાષ છે. ગુરુએ કહ્યું છે કે પોતાને માટે ભીખ માગવી એના જેવું હલકટ કાંઈ નથી. બીજાને માટે પોતાનું જાતઅભિમાન મારીને ભીખ માગવી એના જેવું ઉત્તમ કાંઈ નથી. આ દેશમાં સાચા ભિખારીઓની જરૂર છે. હરકોઈ દેશમાં સાચા ભિખારીઓ જ ઉત્કર્ષ સાધી શકે છે. નરસંગલાલ ગુરુએ આપેલી એ સાચી જીવનકલાને હું વર્યો છું એટલે હું તમારી બીજી ઈંદિરા-લક્ષ્મીને નહિ સ્વીકારું.'

એમને નરસંગલાલનું જીવન વખાણવા જેવું લાગ્યું. પણ જે જીવન આપણે વખાણીએ તે કાંઈ તરત–ઉપાસનાની સિદ્ધિ મેળવ્યા વિના તરત–ગ્રહણ થોડા કરી શકીએ ?

એટલે એક પણ શબ્દ બોલ્યા વિના આણંદલાલ પાછા ફરી ગયા. થોડીવારમાં નરસંગલાલે સરજાવેલ બળવાન આત્માની સમક્ષ પણ એમનો, પ્રતિષ્ટા વૈભવ ને ધર્મનો મોહ ફરી જાગી ઉઠયો. એને પોતે કાંઇક ન કહેવાનું કહી બેસત એ વિચારથી ઉલટો પશ્ચાત્તાપ થયો. આણંદલાલ સહીસલામત રહેવા માટે ગુપચુપ પોતાના દિવાનખંડમાં પાછા પેસી ગયા.

## અજાણ્યો મદદગાર

આકાશમાંથી ખરતા તારાની પેઠે એણે ગામમાં પ્રવેશ કર્યો. અંધાર ઘેરી રાતે, શાંત નીરવ પગલે, અદૃશ્ય રીતે.

એના મોં ઉપર નિર્મળ તેજ હતું. આંખમાં શાંતિ હતી. હોઠ ઉપર અજેય એવું સ્મિત હતું.

ધર્મશાળામાં એ રહ્યો. ગામમાંથી કોઈએ પૂછ્યું નહિ: 'તું કોણ છે?' એણે કહ્યું નહિ: 'હું કોણ છું.' છતાં તેણે ગામમાં સ્થાન મેળવ્યું. હરકોઈ ગામમાં એક સ્થાન ખાલી હોય છે. એ સ્થાન એણે પૂર્યું.–ગામની શાંત સેવા કરવાનું.

લોકોની ભૂલ સુધારી; ટીકા કર્યા વિના.

લોકોની સેવા કરી; આશા વિના.

લોકોને જીવન આપ્યું; ભાંગતોડ વિના.

એ લોકનો બનીને રહ્યો. લોકોએ એને પોતાનો માન્યો. કામ પડ્યું ત્યારે એને જ સોંપ્યું.

સઘળા નિરાધારની જવાબદારી એને આંગણે હતી.

સઘળા લફંગાની લુચ્ચાઈ એને લીધે ગણાતી.

સઘળો પરાજય એને ખાતે મંડાતો.

નવો ચીલો પાડતી વખતે નિંદા એની થતી.

નિષ્ફળ પ્રયત્નની આગાહી એને ખાતે મંડાતી.

–અને વિજયની ગાથામાં અનેક ભાગ પડતા. એનો ભાગ સૌથી નાનો રહેતો.

આષાઢી બીજનો મેઘ આકાશને છાઇ રહ્યો હતો. સરજુના ઘરમાં અનાથના છાનાં આંસુ જેવાં મેઘબિન્દુ પડતાં હતાં.

એ એકલી હતી. માંદી હતી. કોઈના આવવાની એને આશા ન હતી. અનાથ હતી. ગરીબ હતી, એને મદદ કરવાથી કોઇનો સ્વાર્થ સરે તેમ ન હતું. સૌએ એને તજી દીધી હતી; દીન હતી માટે, હીન હતી માટે, રોગી હતી માટે.

અને એ ઝૂંપડીનું બારણું અચાનક ઊઘડયું.

કૂતરાના ભયથી ધ્રૂજતી માંદી સ્ત્રીએ અકસ્માત જ કહ્યું: 'હડ! હડ!'

એક ડગલું આગળ ભરી પેલા પુરુષે દિવાસળી ચેતાવી હરીકેન ફાનસ આગળ ધર્યું.

અજાણ્યા મદદગારને જોઈને સરજુની આંખ એક ક્ષણ માટે એના પર ઠરી. અને એ ચમકી ગઈ.

ગિરના ડુંગરમાંથી નીતરતે પરસેવે ને ધબકતે હૈયે લાવેલ લાકડાના ભારા એને યોગ્ય પૈસા અપાવવાને બદલે અયોગ્ય રીતે હેરાન કરતા. કારણ કે લાકડાં સુક્કાં હતાં, પણ પોતે જીવનરસથી રંગેલી હતી; લાકડાં વૃદ્ધ હતાં, પણ એ ભરજુવાનીમાં હતી. એ પોતે અસ્પૃશ્ય ઢેઢડી હતી, પણ એની જુવાની તો સૌને સ્પૃશ્ય લાગતી; ત્યારે જે એક જુવાન, એની પાછળ રોજ ફરતો તે જ આજે ફરીને આવ્યો હતો.

પણ એના મોં ઉપર આજે પહેલાંની લાલસા ન હતી. આંખમાં આગળનો નશો ન હતો. ચેષ્ટામાં જૂનો વિકાર ન હતો. એ મંદ મંદ પગલે આગળ વધ્યો. સરજુની પથારી પાસે બેઠો. એનો હાથ હાથમાં લીધો. માથું ખોળામાં લીધું.

'અરે! અરે! તમારું શરીર અભડાશે . . . લોક જોશે

મશ્કરી કરશે. સૌ હસશે . . . આબરૂ જાશે,' એ કેટલું બધું બોલી ગઈ. પણ પ્રત્યુત્તર આપવાને બદલે એણે એનું માથું ચાંપવું શરૂ કર્યું. આ ન માની શકાય એવી ઘટના ખોટી ન નીવડે એવું મનને ઠસાવવા માટે અશક્ત અબળા ફરીને આંખ મીંચી ગઇ.

એણે એને આવી રીતે પોતાની પાસે બેઠેલો પહેલાં ઘણી વખત જોયો હતો; પણ તે સઘળું લોકની નજરથી અદૃશ્ય હતું; ભલે સૌના મનમાં શંકા રૂપે બેઠેલું હતું. પણ આજે તો એ ખુલ્લી રીતે બેઠો હતો, એણે લોકને જોયા હતા. લોકે એને જોયો હતો. લોકને થાય તે કરી લેવાનું બેપરવા આહ્વાન એણે આપ્યું હતું. થાય તે સઘળું કરી લેવાનો લોકનો પણ નિશ્ચય હતો. પહેલાં, તે વખતે, એના શરીરની જુવાની એને જીતી શકી હતી. આજે મનની જાગ્રતિ એને દોરી રહી હતી.

તેણે ધીમેથી કહ્યું: 'સરજુ! સાંભરે છે તું લાકડાના ભારા લાવતી, ને હું ખોટેખોટા ભાવ ઠરાવવા આવતો! સરજુ! સાંભરે છે તું ઘાસની ગાંસડી લાવતી ને હું ભાવની ખોટી રકઝક કરતો.' છાનું આછું સ્મિત એ ચહેરા ઉપર આવીને ચાલ્યું ગયું.

છેક મોડેથી તે ગામ તરફ પાછો ફર્યો—અસહાયને મદદ કરવાનો આત્માનંદ દઈને. સંધ્યાની ધૂસર ગોરજમાં એનો દેહ મળી જતો હતો. ને એ પાછો ફરી રહ્યો હતો, એના મનથી જાત શુદ્ધ કરીને. લોકસમૂહના મનથી પાપ આચરીને.

જ્યાં વડની ડાળીઓ પથરાતી હતી ને ઘેરો અંધકાર સઘળાં સ્થળ કરતાં વહેલો આવતો હતો ત્યાં લોક ઊભા હતા.

એ પાસે આવ્યો કે તરત બોલ્યા વિના પથરા પડવા

લાગ્યા, ઉપરથી ટેકાં પડતાં હતાં, પડખેથી પથરા વરસતા હતા; આસપાસથી નિષ્ઠુર હાસ્ય આવતું હતું. તે સમજી ગયો.

તે બોલ્યો નહિ. બોલવાનું કાંઈ હતું જ નહિ. માણસને કામમાં દોરનાર બે જ વૃત્તિ છે. લાગણી અને બુદ્ધિ. લોકમાં લાગણી હોય તો પથરા પડે નહિ. બુદ્ધિ હોય તો નિષ્ઠુર હાસ્ય આવે નહિ. લોકોને દલીલ ને દેખાવમાં, દેખાવ જ વધારે મહત્ત્વનો લાગે છે. તે મૂંગો માર સહન કરતો ચાલ્યો ગયો.

બીજે દિવસે લોકોએ એને પોતાનો નાયક અળસાવી દીધો. એ છાનો પ્રેમી હતો ત્યારે પ્રતિષ્ઠિત હતો. પ્રગટ પ્રેમી થયો, ત્યારે કોડીનો બન્યો. છાનાં પાપ કરતો ત્યારે પ્રતિષ્ઠિત ગણાતો. પાપને પ્રાયશ્ચિત્તથી ફીટાવવા ગયો ત્યારે પાગલ મનાયો. પણ એને મન સેવા વિકાસનો માર્ગ હતો.

હવે તો સરજુને કરેલો અન્યાય મોટો હતો માટે એની સેવામાં જ વધારે વિકાસ હતો.

એણે એની સેવા કરી. એ સૌથી હલકી હતી માટે. પ્રાયશ્ચિત્ત કર્યા વિનાનું પાપ જીવનવૃક્ષને સળગાવી નાખે છે માટે. જગતના ચોકમાં ખુલ્લે દિલે એકરાર ન થાય ત્યાં સુધી કોઈ પાપ આળસતું નથી માટે.

એના ગામમાંથી જવાનો શોક ન હતો, રહેવાનો મોહ પણ ન હતો. ગામ અગત્યનું હતું. જીવન વધારે અગત્યનું હતું. ગામ બીજું મળી શકે, જીવન બીજું મળતું નથી. બીજે દિવસે તો જ્યાં સહાયની જરૂર નથી એવા ધામમાં સરજુ પહોંચી ગઈ હતી એટલે જેટલી ચૂપકીથી એ આવ્યો હતો તેટલી ચૂપકીથી તે પાછો ચાલ્યો ગયો.

ગામમાંથી ચુપચુપ પરદેશ વહી જતી હતી સમૃદ્ધિ પેઠે

તે દૂર થઈ ગયો.

જ્યાં મદદની જરુર હોય ત્યાં દેવા. જ્યાં કોઇ ઓળખે નહિ ત્યાં રહેવા. અજાણી રીતે મદદ કરવામાં એને મજા આવતી હતી માટે. એ જ એની જીવન ફિલસૂફી હતી માટે.

[ ૨ ]

આનામી

નિયમિત સાંજે છ વાગે એક અવાજ સંભળાતોઃ 'બાઈ સાહેબ ! દૂધ લ્યો.' અવાજમાં પગલામાં, ચહેરામાં અને વખતમાં એવી એક જાતની યાંત્રિક નિયમિતતા આવી ગયેલી કે બરાબર છના ટકોરા સાથે જ એ પગલાં એવી જ રીતે આવતાં દેખાય. એમાંથી બચવા ક્યારેક તો એ સમયે જ હું છાપું લઇને બેસી જતો. છાપાનો એક એવો પણ ઉપયોગ છે કે જેથી વખત પસાર થાય, અને સાથે સાથે બોલવાની કે જોવાની અનિચ્છાને સુંદર શણગાર પણ સજાવાય. ગાડીમાં સેકન્ડ–ફર્સ્ટ કલાસના પેસેંજરો ઘણી વખત છાપાનો આવો ઉપયોગ કરે છે. પણ હું સેકન્ડ ક્લાસનો પેસેન્જર નહિ છતાં હમેશને માટે છ વાગે આ નાટક પાંચ મિનિટ ભજવી લેતો. ક્યારેક તો ઊઠીને બહાર પણ ચાલ્યો જતો; કે વખતે બરાબર છના ટકોરાની સાથે ખીસા ઘડિયાળને ચાવી દેવા અંદર ચાલ્યો જતો. ગમે તેમ, 'બાઇ સાહેબ ! દૂધ લ્યો' એ અવાજ અને ચહેરો મેં હમેશાં દૂર રાખવા યત્ન કર્યો હતો.

શા માટે એ ખબર નથી, પણ કોણજાણે કેમ જેટલી ચીવટથી હું એ અવાજ દૂર રાખવા પ્રયત્ન કરતો એટલી જ ચીવટથી અમારા પડોશીની નાની છોકરી એ અવાજ

સાંભળીને દોડી આવતી. કદાચ એને હમેશના હમેશ જુદા જુદા અવાજ સંભળાતા હોય કે પછી એટલી વાર અજાણ્યા ચહેરા જોવા મળે એટલા માટે હોય. પણ એ હમેશાં તુરત દોડતી આવે. પાંચ મિનિટ 'બાઈ સાહેબ' કહેનારની સામે ઊભી રહે. વખતે મોં મલકાવે ને પછી ચાલી જાય.

એક વખત એ બાઈ એવી રીતે આવી ને ગઈ, પછી તેણે કહ્યું: 'એને ત્યાં મારા જેવડી છોકરી હશે?' આખી દુનિયામાં કોને ત્યાં શું શું છોકરાં છે, એ કામ વસ્તીગણતરીમાં હોવાથી મેં કાંઈ જવાબ વાળ્યો નહિ.

પણ બીજે દિવસે તો એણે ખરેખર પેલી બાઈને પૂછ્યું: 'તમારે ત્યાં મારા જેવડી છોકરી છે?'

અને જ્યારે આ નાની છોકરી ને પેલી મોટી બાઈ એક બીજાને સમજ્યાં હોય તેમ જરાક હસ્યાં ત્યારે આ અંતઃકરણમાં સૂતેલો પેલો પ્રતિષ્ઠાનો સાપ જરાક ઊંચો નીચો પણ થયો.

બાઈએ હસીને જવાબ વાળ્યો: 'અરે, હા રે બાઈ! મારે ત્યાં તમારા જેવડી જ દીકરી છે. તમારી પેઠે એને પણ દૂધ પીવું પડે છે.' 'એનું નામ શું?'

જવાબ મળે તે પહેલાં દૂધનું વાસણ બાઈને પાછું મળી ગયું હતું.

'તારે શું કામ છે બહેન! અહીં આવતી રહે. હવે એવું ન પૂછીએ હો.' પણ તે તો હસતી હસતી પોતાને ઘેર દોડી ગઈ. ને પાછી બોલતી પણ ગઈ: 'પૂછશું, જાઓ.'

પણ જે અગમ્ય કલ્પનાથી એણે શોધી કાઢયું હતું કે આ બાઈને ત્યાં મારા જેવડી છોકરી હશે, તે જ અગમ્ય કાલ્પનિક શક્તિથી એણે એ અનામી છોકરીની માનસ મૂર્તિ પણ રચી કાઢી.

દિવસે દિવસે એ અનામી સૃષ્ટિમાં તો વૈભવ પણ વધવા લાગ્યો. એને એમ લાગ્યું કે ' એ છોકરી મારા જેવડી હશે: મારી પેઠે રમતી હશે. મારી પેઠે એને મા હશે, મારી પેઠે એ માની રાહ જોતી હશે.' અને એવી તો અનેક વસ્તુઓ એ સૃષ્ટિમાં ઉત્પન્ન થઈ. પછી તો હમેશાં દૂધવાળીની રાહ જોવાની એને ટેવ પડી ગઈ. દૂધવાળી આવે ત્યારે એક બે સવાલ પણ પૂછે. દરેક સ્ત્રીમાં જે ગુપ્ત માતૃત્વ છૂપાયું છે તે ગુપ્ત માતૃત્વે પેલી દૂધવાળી અને આ નાની છોકરી બેની વચ્ચે એક કડી સાંધી. અને કાંઈ કારણ વિના રચાયલી આ અનામી સૃષ્ટિમાં પેલી અનામી બાલિકા મુખ્ય ભાગ ભજવતી રહી.

' આજે દૂધવાળી નહિ આવે. ' એક દિવસ તેણે બરાબર છ વાગે મને કહ્યું.

માનસશાસ્ત્ર મારો પ્રિય વિષય છે, અને એમાં પણ ખાસ કરીને જ્યાં એવું આવે કે લાગણી નબળાઈ છે, ત્યાં હું અરધું સમજ્યા વિના, અરધું સમજીને, અરધું ફિલસૂફમાં ખપવા, અને આખું તો મારી મૂર્ખાઈ છૂપાવવા, લાલપીળા લીટા કર્યા કરું છું. એટલે હું અત્યારે એવા લીટા જ કરી રહ્યો હતો.

પણ જેવો મને આ વિષયમાં રસ હતો તેવો જ આ નાની છોકરીને દૂધવાળીમાં હતો. એટલે એ વિષયને અધૂરો મૂકે તેમ ન હતી.

' એને પાછું ઘેર કામ હોય નાં ? '

મેં ધ્યાન આપ્યું નહિ. પણ શ્રોતા ધ્યાન આપે કે ન આપે કે ખુરશી પર ઊંચો નીચો થાય, છતાં જેમ ઉગતો કવિ પોતાના મિત્રશ્રોતાને પૂરું કાવ્ય સંભળાવ્યા વિના છોડતો નથી, તેમ આ છોકરી પણ મને છોડે તેમ ન હતી.

'એને તો ભાઈ, મગનું પાણી કરવું હશે.'

'અત્યારે મગનું પાણી કરતી હશે.'

'પછી એની છોકરીને પાશે.'

ઊંચુ નીચું માથું કર્યા વિના હું તો મારા વિષયમાં આગળ વધતો જ ગયો.

માણસ હાર્યા પછી હાર કબૂલ કરતો નથી, તો નાનું છોકરું હાર કબૂલ કરે એ શી રીતે બને ? એણે તો આગળ જ ચલાવ્યું : 'એની છોકરીને થર્મોમિટર મૂકયું હશે નાં ?'

'એની છોકરી રોતી હશે !' 'કયારે તાવ ઉતરશે ?'

અચાનક મારાથી એના ગાલે હાથ અડાડાઈ ગયો.

'અરે બહેન ! તને તાવ આવ્યો છે ?' 'ના એ તો પેલી દૂધવાળી છે નાં, એની છોકરીને કાલે તાવ આવ્યો છે.'

'તને કેમ ખબર પડી ?'

'એણે કાલે કહ્યું હતું ને, બહુ તાવ છે, કેટલો હશે ?'

'બાઈ સાહેબ દૂધ લ્યો !' એનો એ પરિચિત અવાજ આવ્યો. પણ આજે એ અવાજમાં જરાક ઉદ્વેગ હતો. હમેશને રસ્તેથી આવવાને બદલે આજે એ ટૂંકે માર્ગે આવી હતી. પગથિયાં ચડી ત્યારે જ ખબર પડી કે એ ચહેરો પણ જરાક લેવાઈ ગયો છે.

'લ્યો આ આવ્યાં.ઉતરી ગયો તમારી છોકરીને તાવ ?'

'ના રે, બાઈ, એ બચારી તાવમાં પડી. તાવ ધાગધાગાં ભર્યો છે.'

બોલવાની અનિચ્છા છતાં, આ વખતે મારાથી અચાનક બોલાઈ ગયું : 'કેટલો છે ?'

'એ તો કેમ ખબર પડે માડી ! પણ તાળવું તો ફાટી જાય છે.'

હું મારા વિષયમાં તલ્લીન થવા તૈયારી કરતો હતો એટલામાં છોકરીએ પૂછ્યું: 'તમને દવા આપું?'

'ના રે માડી, દવા શું? બંધાણ બાંધ્યાં છે.'

અમારા પડોશમાં થોડા દિવસ પહેલાં જ એક છોકરો સમજ્યા વિનાનાં બંધાણ બાંધીને મરી ગયો હતો એ મને સાંભર્યું. મને લાગ્યું કે કદાચ આ છોકરીનું પણ એમ જ થશે. એની સૃષ્ટિમાં જરાક રસ લેવાની વૃત્તિ થઈ આવી. છોકરી મારી સામે ટગર ટગર જોઈ રહી. 'પેટ સાફ છે?' મેં પૂછ્યું.

'ના રે, માડી, પાણકા જેવું છે.'

'ત્યારે લ્યો હું દવા લાવું!'

એક પણ અક્ષર બોલ્યા વિના જાણે દવાને ઓળખતી હોય તેમ તે છોકરી ઘરમાં દોડી ગઈ ને કબાટમાંથી શીશી લઈ આવી. શીશી ખાલી હતી. પણ શીશી એ જ દવા છે, અને દવાથી નહિ, પણ શીશીથી આરામ થાય છે, એવી દૃઢ માન્યતા સાથે તેણે તે મારા તરફ ધરી.

એના જીવનમાં મને આટલો રસ છે એવું ભાન થતાં તો દૂધવાળીએ પોતાની સઘળી આપત્તિ વર્ણવી દીધી. એને મહાન લાગતી એ આપત્તિના મૂળમાં કેવળ તરણા ઓથે ડુંગર જ હતો. બંધાણ બાંધવા છતાં તાવ ઊતર્યો ન હતો.

મેં એને સાદી પેટ સાફ કરવાની ફાકી આપી દીધી.

બીજે દિવસે હું સાંજરે બહારથી ફરીને મોડો આવ્યો ત્યારે હજી તો કોટ ઊતારું છું તે પહેલાં છોકરીએ દોડતાં દોડતાં આવીને ખબર આપ્યા, 'મારા જેવડી એની છોકરીને તાવ ઉતરી છે હો!'

# [ ૩ ]

## વણુકરની કન્યા

આકાશમાં નિઃશ્વાસ ભરેલા હૃદય જેવી ઉદાસી હતી. ચારેતરફની દિશાઓ પડી ગઈ હતી. ધૂસરનો હોય તેવો ઝાંખો ઝભ્ભો પૃથ્વીએ ઓઢયો હતો. વરસાદ પડતો ન હતો. પડવાનો પણ ન હતો છતાં નહિ જ પડે એવી આગાહી કોઈથી થઈ શકે તેમ ન હતું. કૃષ્ણાષ્ટમી હતી.

લોકોને કનૈયાની મોરલી સંભળાતી હતી. એની રસિકતા સાંભરતી હતી. એની જીવનસિદ્ધિ આકર્ષી રહી હતી. ‘ આશા ભર્યાં તે અમે આવીઆં ને ’–એ લોકગીતે મેદાન ગાજી રહ્યું હતું. પુરુષો મસ્તીમાં હતા. સ્ત્રીઓ રંગમાં હતી. બાળકો ઉત્સાહમાં હતા. સૌ નાચતા હતા, દોડતા હતા, કૂદતા હતા, ગાતા હતા.

પુરુષોએ પાસાબંધી કેડિયાં પહેર્યાં હતાં. ઓડિયાં પાડયાં હતાં. વાળમાં દાંતિયા ખોસ્યા હતા. ખીસામાં આભલાં મૂકયાં હતાં. રંગબેરંગી વસ્ત્રોમાં યૌવન ઢાંકીને સ્ત્રીઓએ મોહિની રૂપ ધારણ કર્યું હતું. સઘળે ઉત્સવ ઉજવાતો હતો.

હીર ભરેલો પીળો ઘાઘરો, લાલ કસૂંબલ ઓઢણું, ને આભલાં ભરીને આકાશી તારાથી શણગાર્યું હોય એવું આસ્માની સાચી અતલસનું કાપડું પહેરીને, પુની નીકળી.

પગમાં ચમચમ થતા દેશી ચામડાના ગુલાબી ફૂમતું મૂકેલા ચાંચવાળા જોડા પહેર્યા હતા. વાળમાં તેલ સીંચ્યું’તું–આંખમાં કાજળ હતું. સેંથીમાં કંકુ પૂર્યું હતું. ઓઢણીના છેડા છૂટા મૂકવાથી એનું શણગારેલું યૌવન વધુ શોભતું હતું.

એના મનમાં ખ્યાલ પણ ન હતો કે પોતે ઢેઢ છે. ઉત્સવમાં એ એટલી બધી તલ્લીન હતી. એક દિવસના આરામની એટલી ભૂખી હતી. જાત ભૂલી જવાય એવી કનૈયાના નામની મોહિની હતી. એને આવતી જોઈ ને કેટલાક ઢેઢડીઓના રાસડા તરફ વળ્યા.

પણ એનો છુટ્ટો, સ્વતંત્રતાની ધજા જેવો છેડો હજી તો પૂરો અડયો પણ ન હતો, ત્યાં એનું જ યૌવન જોવામાં તલ્લીન રેવડીનો વેપારી બોલી ઉઠ્યોઃ 'જરાક સંભાળ તો ખરી, બધે ઢેઢવાડો કરે છે તે.'

પુનીએ હાથ લાંબો કરીને છેડો ખેંચી લીધો. ને નિરાશાને છૂપાવી દેતી હોય તેમ તેને પોતાના શરીર પર લપેટી લીધો.

પણ એથી તો એ વધુ સુંદર બની રહી.

હજી તો એક પગલું આગળ મૂકે છે ત્યાં : 'છોકરી સંભાળ, સંભાળ, અડી જાશે' એમ કહીને પોતાની છોકરીને બાવડાથી ખેંચી લેતી એક વૃદ્ધ ડોશી એની પાસેથી નીકળી. છોકરી બરાબર સંભાળી નથી શકી એવી ખાતરી થતાં એને હાંકતી હાંકતી પાણીના સ્થાન ઉપર લઇ ચાલી.

પુનીએ નિરાશા છૂપાવવા શરીર પર લપેટેલો ચોરસો વધુ ને વધુ તંગ કર્યો. પણ એથી તો એની દેહ વધુ ને વધુ મોહક બની.

'એ છોકરી ! સંભાળ તો ખરી ! એ ઢેઢડી.'

પુનીએ પાછું ફરીને જોયું. દક્ષિણી જોડા ને ગોળ ચક્કર પાઘડીમાં કોઈ બ્રાહ્મણ આવી રહ્યા હતા. પુની એક તરફ ખસી ગઈ . . . પણ બ્રાહ્મણ જગ્યા પુષ્કળ હતી છતાં તેની વધારે નજીકથી ચાલ્યો ગયો . . . પુની શંકાથી જોઇ રહી. એટલાંમાં તો બ્રાહ્મણે બે પગલાં જ આગળ વધીને, બીજો કોઈ અડી ન બેસે એવા શુભ હેતુથી,. વળી બૂમ મારી :

'એ છોકરી! તારું નામ શું? સંભાળજે, પાછળ બીજા આવે છે.' વધારે સાશંક બનીને એના તરફ એક ઊડતી નજર ફેંકી પુનીએ નજર જમીન પર ઠેરવી, એક તરફ ઊભા રહી પાછળ આવનારને માર્ગ આપ્યો. પણ પાછળ આવનાર આગળ જનાર કરતાં પણ વધારે તૃષ્ણાથી એની દેહ નિહાળી રહ્યો હતો.

જાતને અસ્પૃશ્ય ગણતા ને દેહને સ્પૃશ્ય માનતા લોકોની આવી ફિલસૂફી નહિ સમજાયાથી તે સૌનાથી દૂર પડી કોઈ ન દેખે તેમ રાસડાની રમઝટ જોવા માટે એક તરફ ઊભી રહી.

પુરી બે મિનિટ ન થઇ ત્યાં એની પછાડી ઊભું રહીને કોઈ રાસડો જુએ છે એવું ભાન થતાં તેણે પાછળ નજર કરી. કોઇ રસિયો જીવ રાસડો જોવામાં તલ્લીન હતો. તેણે પુનીની નજર પકડી તરત કહ્યું: 'કયું? કયસી જમાવટ . . .' . . . પણ તે ત્યાંથી એકદમ નાસી ગઈ અને શરીરપરની ઓઢણી અંગ સાથે લગભગ બાંધ્યા જેવી ચોકસાઇથી લપેટી લીધી.

પણ તેથી તો તેનું શરીર વધુ ને વધુ મોહિની રૂપ પકડી રહ્યું.

હજી તો મૂઢ જેવી બનીને આજના પ્રસંગ પર જરાક ચિંતન કરવા એક જૂના વૃક્ષના થડ પર માથું અઢેલે છે ત્યાં તો 'કાં પુની! હમણાં કેમ ભારો લાવતી નથી?' એવા મધુર શબ્દે એનું ધ્યાન ખેંચ્યું.

હાથમાં ટોપી રાખી, છૂટી બાબરી મૂકી, એક જુવાન તેની સામે ઊભો હતો. પાન ચાવીને લાલ કરેલ એના હોઠ પર જરાક છાનું સ્મિત ફરકતું હતું. આંખમાં અનેક અર્થી શબ્દો હતા. મોં પર અતૃપ્ત લાલસાની રેખા હતી.

પુની એને જોઇને આંખો મીંચી ગઇ.

'જો ને ઢોંગ કરે છે? હમણાં ભારો કેમ લાવતી નથી.

બોલને. લાકડી વળગાડું કે ? . . .' અને એણે એની છાતી તરફ લાકડી લાંબી કરી.

"કોઈ દેખશે નહિ ?' પુની આંખો ઉઘાડીને બોલી.

'ત્યારે બોલતી કેમ નથી ?'

'તમે અભડાશો નહિ ઊંચા વરણના થઈને . . .'

'કાલ ભારો નાખવા આવજે, આવીશ કે ?'

પુનીએ લુચ્ચાઈ ભરેલી રીતે હકાર કે નકાર ન સમજાય તેમ ડોકું ધૂણાવ્યું.

બીજા કોઈ ઓળખીતા આવે છે એ જોઈને જુવાન ચાલ્યો ગયો.

વૃક્ષના થડપર માથું અઢેલીને પુની આંખો મીંચી ગઈ.

પાસે નીકળેલા બે જણા ટીકા કરતા જતા હતા : ' જો ને આ ઢેઢાં, આટલી છાયાવાળી જગ્યા છે તે પણ અભડાવી દીધી, જાત કાંઈ હલકી છે . . . નકર આજે તડકામાં આંહી બે ઘડી બેસવા થાય તેવું છે.'

વૃક્ષના થડપર અઢેલું પુનીનું માથું વધારે પ્રેમથી એની સાથે ભેટયું. વૃક્ષના અંતરમાં સાચો જીવનરસ વહી રહ્યો હતો. એના સુક્કા લાકડાં એને જીવનપોષણ આપતાં હતાં: લીલાં લાકડાં સાચ્ચો આરામ આપતાં હતાં.

એક છેલબટાઉ ગાતો ગાતો રસ્તાપર ચાલ્યો જતો હતો:

'આંખોં સે આંખ મિલી, તબિયત ન મિલી.'

આંખો ઉઘાડયા વિના વૃક્ષના અંતરમાં રહેલી સહાનુભૂતિ સાંભળતી હોય તેમ અઢેલે માથે વૃક્ષના થડ પર માથું ઢાળીને તે ઊભી રહી.

અને થોડીવાર પછી એની આંખમાંથી અદૃશ્ય રીતે બે આંસુ ખર્યાં.

# વેષધારી

દુનિયામાં સઘળાં મનુષ્યો સરખી વૃત્તિ ધરાવતાં નથી. આ વિવિધતાને લીધે દુનિયાનું સૌંદર્ય કોઈ ખુશનૂમા ફૂલ જેવું બની રહે છે. ઈ. સ. ૧૯૧૪ ની સાલમાં જ્યારે આ આપનો સેવક. ત્રણ પૈસાના દાળિયા ઉપર દિવસ ગુજારીને, બી. એ. નો અભ્યાસ કરતો, ત્યારે તેને બે ત્રણ સુંદર ગૃહસ્થોની ભેટ થઈ ગયેલી. સદ્‌ભાગ્યે તેઓ ભાવનાઘેલા નહિ હોવાથી, આજે જ્યારે અતિશય ભાવનાઘેલછાવાળા જુવાનોની ટીકા, અકાલ વૃદ્ધો, મહાન પંડિતો, વૈયાકરણીઓ કે બુંઠાશાસ્ત્રીઓ કરી રહ્યા છે, ત્યારે તેઓ સહજ જ સ્મૃતિમાં આવે છે. જરા વિવિધતા મળે, અને સાથે સાથે ભૂતકાળમાં આંટો ફેરો કરીને મીઠું દુઃખ પણ અનુભવાય.

મને સાંભરે છે કે અમારી ઓરડી ૬×૬ હશે, વધુમાં વધુ. તેમાં ભાઈ નંદલાલની સાથે હું રહેતો. નંદલાલને એક વાતનો બહુ જ કંટાળો. અવાજનો. કોઈ પણ વાત તમારે ભાગ્યે જ બે હોઠ ઉઘડે એટલી શાંતિથી કરવી જોઈએ. પછી એ અમદાવાદી લાઠીમાર જેવા પ્રસંગની હોય કે રાણપુરીઆ ધોકામારની હોય. જો જરાક પણ વધુ બોલ્યા, ઉત્સાહમાં આવીને એકાદ વાકય વધારે પડતું બોલી નાખ્યું કે તરત જ નંદલાલ ઠંડા પ્રશ્નોથી તમને ગભરાવી નાખવાના! એક વખત અમે રહેતા ત્યાંથી ઠીક દૂર પણ ગામમાં જ એક મેમણ

ગૃહસ્થે કોઈ સારા પ્રસંગે તાયફાનો નાચ કરાવેલો: હવે નંદલાલને તો કાલિદાસનો ગમે તેવો શ્લોક હોય પણ સાંભળતાં જ માથું ભમવા લાગે. તેને કાલિદાસ હમેશાં બહુ જ વિલાસી લાગતો. એનો પક્ષપાત મુદ્રારાક્ષસ પ્રત્યે કે જેમાં સ્ત્રી પાત્ર જ બહુ ન મળે. વધુમાં સવારમાં એકસોઆઠ મણકાની માળા જપવા માટે ઘીનો દીવો કરતા. ૐ લખ્યા વિના કાગળ લખવો હરામ, શ્રીકૃષ્ણ બોલ્યા વિના પાણી પીવું હરામ, શનિવારે હનુમાનને દહેરે ઊભા જ હોય, સોમવારે કાશીવિશ્વનાથની પાંચ માઈલની મુસાફરી ચડી ચૂકી. કલાસમાં નંદલાલની બેચની પાસે જ મીસ ગુલબાઈ ને તારાબેનનાં નામ આવ્યાં. ત્યાંથી ફર્યાં ને છેલ્લી પાટલીએ બેઠા ત્યારે જ એ બિચારાએ શાંતિથી રોટલો ખાધેલો. એક દિવસ મને વાણિયા કંદોઈની દુકાનેથી ગાંઠિયા લેતા દેખી ગયેલા. બસ તે દિવસથી મને ચોખ્ખું સંભળાવેલું કે, મારે દલીલ નથી કરવી, તમે તમારો કૂંજો, પથારી ને ટ્રંક સઘળું પેલા ખૂણામાં રાખજો. મેં બહુ દલીલ કરી કે ગાંઠિયા મેં ખાધા છે માટે મને દૂર રાખો અને ટ્રંકે ગાંઠિયા ખાધા નથી માટે તે જડ વસ્તુ ભલે વચ્ચે પડી. પણ નંદલાલ એકના બે થયા નહિ. ને વધુમાં એક શ્લોક ટાંકયો કે મનુષ્યનો દોષ તેના સંબંધી એવા સર્વ પદાર્થોમાં સૂક્ષ્મ રીતે રહે છે.

હવે નંદલાલમાં બીજા બે સદ્‌ગુણ એ હતા કે પોતાનો કક્કો હમેશાં સાચો માનતા. નંદલાલ કહે કે તીખાં ખારાં છે તો તીખાં ખારાં થઈ જાય. તમે પ્રત્યક્ષ પ્રમાણથી એમ સિદ્ધ કરો કે જુઓ ભાઈ, તીખાં ખારાં નથી તો છેવટે નંદલાલ કહેવાના કે 'પરંતુ આફ્રિકામાં તીખાં ખારાં હોઈ શકે વગેરે.'

બીજો એમનો સદ્‌ગુણ એ કે ગમે તે થાય પણ એમની માન્યતામાંથી ડગવાના નહિ.

હવે નંદલાલને અને મારે હમેશાં સાથે રહેવાનું અને હમેશાં દસ વાગ્યા પછી દીવો ઠારીને કલાક દોઢ કલાક વાદ-વિવાદમાં પણ ગાળવાનો. અમારા પક્ષ બરાબર સામસામે રહેતા. એ કાલિદાસના જબ્બર ધિક્કારનારા તો હું એનો જ જબરો પૂજારી. એમને તર્કસંગ્રહ મોંએ. આપણા રામને તર્કસંગ્રહ જ એવો એવો. એને મન ઉપનિષદ્ ગીતામાં બધું સાધારણ, મારે મન એ જ જીવનશાસ્ત્ર. એને ૐ નમઃ શિવાયના જાપ વિના શાંતિ દેખાય નહિ. આપણા રામ શંકરને પણ વખતે 'બ્રેડબટર'નો સ્વાદ કરાવે. એટલે આજે જ્યારે ગામમાં આ જલસો છે એવા ખબર મેં નંદલાલને આપ્યા ત્યારે એમણે ગોદડું ઓઢીને વિષ્ણુસહસ્રનાં નામ જપવાં શરૂ કર્યાં.

૨

વિચાર તો બહુ બહુ કર્યો પણ નંદલાલ પાસે ફાવી શકાય તેવું લાગ્યું નહિ. કહ્યું, આપણે જરાક લોકજીવન પણ જોવું જોઈએ. જવાબ મળ્યો કે વિદ્યાર્થીને વિદ્યાજીવન જ હોય. દલીલ કરી કે આપણે તે દિવસે રાણકદેવી રા'ખેંગાર જોવા ગયા હતા, જવાબ મળ્યો કે પુરુષને સ્ત્રી પાઠમાં જોયાના પ્રાયશ્ચિત્ત તરીકે તેમણે સાત સોમવાર કરી લીધા છે!

વિચાર થયો કે આ જડવેદિયાને પડતો મૂકી રવાના થવું. દસ વાગ્યા હતા. અને જલસો શરૂ થવાની તૈયારીમાં હતો.

'ત્યારે હું આવું ત્યાં સુધી તમે જાગશો?'

'એક કૂંચી તમે લેતા જાઓ.' નંદલાલે જવાબ વાળ્યો.

'તમે બહાર જવાના છો અત્યારે?'

'હું જ્ઞાનનો સર્વોળો ચારિત્રમાં જ માનું છું'

છેલ્લા જવાબનો જવાબ વાળ્યા વિના કૂંચી ખીસામાં મૂકીને હું રવાના થયો.

૩

જલસો બરાબર જામ્યો હતો. ઉસ્તાદી ગાયનોની ચીજ એક પછી એક નીકળી રહી હતી.

'વાહ વાહ' ને 'હા—જી' 'જી તે રો' ના વિલાસ ભર્યા સ્વરોથી વાતાવરણ જરાક ઘૃણાસ્પદ પણ હતું. મનમાં પશ્ચાત્તાપ થતો હતો કે આવવામાં ભૂલ થઈ: એટલામાં રોશનજાને એક છેલ્લી ચીજ છોડી:

'ચાંદની છીપ જાયગી, મેલા કફન રહ જાય ગા'

ઘણો ખરો શ્રોતૃવર્ગ હવે તો શાંત હતો. જરાક નિરુત્સાહી પણ બન્યો હશે. પણ રોશનની એ ધૂન તો વધતી જ ગઈ.

આ વાતાવરણમાં જ જગ્યા છોડવી ઠીક લાગી, એટલે બીજી ઉસ્તાદી ચીજ શરૂ થાય તે પહેલાં ત્યાંથી હું ચાલી નીકળ્યો. પણ અત્યારે રોશનની ધૂન આ જ દિશામાં હતી; તેણે બીજી ચીજ શરૂ કરી, ને તેના પડઘા ઝીલતો ઝીલતો જ હું ત્યાંથી નીકળ્યો.

'જીને આપકુ દેખા નહીં તનમનકુ ખોજા નહીં
મનમેલકુ ધોયા નહીં, ન્હાયા હુવાસો ક્યા હુઆ—જીને
એસી ભાંતસે સબ લોક હૈ જસ નામકા પ્રકાશ હૈ
ગુરુકે બચનકા ગમ નહીં, બકબક કીયાસો ક્યા હુઆ—જીને

૪

બીજે દિવસે સવારમાં હું ઊઠ્યો ત્યાં નંદલાલે સઘળું ગોઠવીને રાખી મૂકેલું; ટ્રંક, બીસ્તરો, પોતાનો બધો સર-

સામાન ગોઠવી તૈયાર રાખેલો. પણ પોતે પથારીમાં દેખાયા નહિ.

વિચાર કરું છું કે આ ગૃહસ્થ અત્યારમાં ક્યાં ગયા હશે, અને એમનાં દર્શન થાય તો કહું કે ભાઈ રાતે હું ટાઈમસર આવી ગયો છું ને એક બે ચીજ લાવ્યો છું. તમારે સાંભળવી હોય તો. પણ નંદલાલ જ ગેપ.

થોડીવારમાં જ એક મજુર સાથે પોતે દેખાયા. 'સમજ ગયે, ઈતને સામન હૈ. ક્યા લે ગા ?'

હું તો આભો બનીને ઊભો જ રહ્યો.

નંદલાલ મારા તરફ ફર્યો; 'સમજ્યા ? પ્રેમચંદ હું તમારી માફી માગું છું. આપણે બે ઘણી રીતે જુદા છીએ.'

'અરે, પણ તમારા જેવા ઠંડા માણસને આટલી ઉતાવળ શી? ક્યાં જાઓ છો ? મેં શું વાંક કર્યો ?'

'હું ચારિત્રમાં જ માનું છું.'

'અરે, પણ ભાઈ, હું ક્યાં ચારિત્રહીનતામાં માનું છું ? તમે જરા ઠરો, મને તમારો સિદ્ધાંત સમજાવો.'

'મને તમારી દલીલમાં શ્રદ્ધા નથી. તમારામાં દલીલ જ નથી.'

'પણ મારું એમ કહેવું છે કે જીવનમાં જરાક કુમાશ રહી શકે એટલી સંયમની મર્યાદા હોય કે જેથી ચારિત્રહીન પ્રત્યે પણ ધિક્કારને બદલે દયાભરી સહાનુભૂતિ પ્રગટે તો વધારે ઠીક.'

'નહિ, નહિ, એ બધો દંભ છે. વાગ્જાલ છે. આત્મવંચના છે. હું જાઉં છું, આપણે હવે રામ–રામ.'

ભલે આપણે છૂટા પડીએ.પણ એક છેલ્લું વાક્ય કહી લઉં. અત્યંત જુલમમાંથી બળવો થાય છે; જરાક પણ વિશાળ દૃષ્ટિ

નહિ, એવો સંયમ અસંયમને જ જન્મ આપે છે–વહેલે મોડે.'

'કાંઈ ફિકર નહિ' અને એક પણ શબ્દ બોલ્યા વિના નંદલાલ રવાના થઈ ગયો.

૫

ગમે તેમ પણ નંદલાલની દોસ્તી તૂટતાં જીવનમાં એકાદ મર્મસ્થાન પર ઘા લાગ્યો હોય તેવું દુઃખ થયું. પહેલી વખત જ લાગ્યું કે જીવનમાં કાંઈક અધુરું છે; અને એ પૂરનારની ખામી છે. રાતે દસ વાગે તો મારી ઓરડી શૂન્ય જેવી બની ને નાની છતાં મોટી દેખાવા લાગી. નંદલાલ હોય તો બીજું કાંઈ નહીં, છેવટે કોઈની સાથે બોલવા તો થાય!

પણ એ તો ગયો તે ગયો. કોઈપણ દિવસ અમારો ભેટો જ થયો નહિ. એ રહ્યો ઈન્ટરમાં. હું એની આગળ. અમારો ભેટો ન થયો, કારણ કે, મને લાગે છે કે જાણી જોઈને કોઈ દિવસ તે મારે આડે ઉતર્યો નહિ.

કૉલેજ જીવન સમાપ્ત થયા પછી પંખીની માફક કિલ્લોલ કરતા વિદ્યાર્થીઓ પોતપોતાના માળા પ્રત્યે ઉડી જાય છે. કેટલાક મોટા અધિકારીઓ બનવા. કેટલાક નિત્ય દર્દી રહેવા. કેટલાક નવાયુગના ભિખારી બનવા. એ પ્રમાણે નંદલાલ ને હું પણ છૂટા પડી ગયા. અને એક બીજા વિષે કાંઈપણ જાણ્યા વિના પોતપોતાનું જીવન ચલાવી રહ્યા. એ વાતને ઘણા દિવસ વહી ગયા.

ત્યાર પછી સાતઆઠ વરસે અચાનક મારો અને એનો મેળાપ થઈ ગયો. એ વખતે હું કોલાબા તરફ રહેતો; એ ત્યાં ફરવા આવેલો; પહેલાં તો મને બોલાવ્યો નહિ, પણ પછી તરત ભેટી પડ્યો.

એના ભેટવામાં આજે એની વિશિષ્ટ પ્રકારની ઠંડકને બદલે, આશ્વાસન લેવા મથતા દર્દીની નિરાધારતા હતી. જાણે એકાંતવાસમાં અનેક વર્ષો સુધી પડેલો મનુષ્ય, પોતાના જાતભાઇને જુએ, અને જે બાળકોચિત હરખ દેખાડે એવો કાંઈક ભાસ થતો હતો.

તે વખતે મુંબઇમાં વિખ્યાત નર્તકી સેંટ રૂથ ડેનીસ—નૃત્યની દેવી—આવેલી. મારો સ્વભાવ જ જરાક એવો તોફાની બની ગયેલો કે જે ભડકે એને એકાદ વીજળીનો આંચકો આપી દેવો. એટલે હું હોઠે આવેલું વાક્ય, ' કેમ આ યુગની તપસ્વિીની સેંટ રૂથ ડેનીસને જોઈ આવ્યા ? ' એમ કહેવા જતો હતો એટલામાં સાંભર્યું કે મારી સામે ઊભેલ ઠંડુમાટલું વખતે કોણ જાણે શું તર્કવિતર્ક ઉઠાવશે માટે સાધારણ વિવેકભર્યા શબ્દોમાં જ વાત પતાવી દેવી. બાકી હું તે વખતે માનતો હતો અને હજી માનું છું કે સેંટ રૂથ ડેનીસની નૃત્યકલા, જીવનનું અંતર્ગત રહસ્ય સમજાવનાર, વિદ્યા જેવી જ પવિત્ર ગણાય. પછી એ દૃષ્ટિથી જે એને જોઈ ન શકે તેને માટે જુદી વાત રહી.

' કેમ તબિયત સારી છે ? આંહીં શું કરો છો ? ઘણા દિવસે મળ્યા—મને લાગે છે લગભગ સાતઆઠ વર્ષ થયાં કેમ ? '

એણે જવાબ આપ્યો; પણ જવાબમાં ભરેલી લાગણીને બદલે ખાલી શબ્દો હતા. જાણે અંતરમાં ઘણું છૂપાવીને એણે થોડું આપ્યું હોય તેવું લાગ્યું.

' મજા છે, સારું છે, આનંદ છે. હું બેંકમાં છું. તમે ક્યાં ઊતર્યા છો ? '

મેં મારું ઠેકાણું આપ્યું અને અમે છૂટા પડયા.

પણ તેના કહ્યા વિના જ હું સમજી ગયો કે તેના મનમાં

કાંઈક ગડભાંગ ચાલી રહી હતી.

૬

સાધારણ રીતે રાતના નવ સાડાનવ પછી જરા લટાર મારીને પછી ઘેર આવવાની મને ટેવ હતી. એક દિવસ એવી રીતે આવ્યો ત્યાં સામેથી જ 'જે જે' કરતા નંદલાલ મળ્યા. મને આશ્ચર્ય તો થયું પણ ખુરશી ખેંચીને હું તેની સામે બેઠો.

'કેમ ભાઈ! નંદલાલ! આજ તો અત્યારે?'

'એક ખાસ કામ માટે મળવા આવ્યો હતો.'

'એમ?'

'પેલી વાત સાંભરે છે તમને? આપણે કોલેજમાં સાથે હતા તે વખતની? એક રાતે તમે જલસામાં ગયા ને હું ઘેર રહ્યો.'

વકીલો કે ડોકટરો અસીલ પ્રત્યે કરે છે તેવું ખાલી હાસ્ય હું હસ્યો. તેના પડઘાથી હું પોતે પણ ધ્રૂજ્યો. આવું તદ્દન ખાલી હાસ્ય મેં પોતે પણ જિંદગીભરમાં ક્યારે ય નહિ કર્યું હોય. મોટા અવાજનું, લાગણીહીન, ખાલી મુડદાં જેવું.

'હા, હા, હા, એનું આજે શું? ઓ હો, તમને હજી એ સાંભરે છે?'

'ઓ હો' માં 'હો' નો રણકાર પણ ગજબ હતો. 'ઓહો—ઓ ઓ.' પણ એનો દબાવેલો એક ઉષ્ણ નિઃશ્વાસ જોઈને હું ગંભીર બની ગયો.

'પહેલાં તો મને મજા પડી કે આમ આવી વાતો પ્રત્યે ઘૃણા દર્શાવવાથી, મિત્રોમાં આપણી પવિત્રતા વિષે કાંઈ ઊંચો ખ્યાલ બંધાય છે. પણ મેં તજેલો રસ એ રસાસ્વાદનો ત્યાગ ન હતો. લોકલાજ ને લોકકીર્તિના લોભે સ્વીકારેલો દંભ હતો,

જેવો પંડિતો પોથી વાંચતાં બતાવે છે તેવો. પણ પછી ધીમે ધીમે મારો સ્વભાવ બન્યો કે જે વસ્તુને એકાંતમાં ઇચ્છવી એને જ જાહેરમાં ધિક્કારવી. મને માફ કરજો, હાલની શિક્ષણપ્રણાલિ ચારિત્રનું બળ મૂકવાને બદલે આપણામાં દલીલનું બળ મૂકે છે; એ દલીલ ચારિત્રહીનતા છૂપાવવાનું સુંદરમાં સુંદર સાધન છે. આજે વર્ષો થયાં મેં એ ઝભ્ભો વારંવાર પહેર્યો છે.'

હું તો આભો બનીને સાંભળી રહ્યો. જેને વેદિયો ઢોર ધારેલ—જેને ઠંડું માટલું ધારેલ—તેના અંતર્ગત જીવનમાં વળી કાંઈક ઊંડાણની પાછળ ઊંડાણ હતાં.

'તમને ખબર નથી, પણ જે કારણ માટે મેં તમારો ત્યાગ કર્યો તે જ વસ્તુ મેં પોતે કરી હતી. હું તે દિવસે જલસામાં હાજર હતો. પહેલેથી છેલ્લે સુધી હાજર હતો.'

'હેં? ત્યારે તેં મને ખોટો જ દબડાવ્યો કે?'

'એ માટે આજે હું તમારી માફી માગું છું. પણ એથી વધુ તો તમારી સલાહ ઇચ્છું છું. મેં સ્વીકારેલો ઝભ્ભો મને છોડતો નથી: મારાથી જીવનનો સાદો આનંદ પણ—સંયમના ભૂત નીચે—લઈ શકાતો નથી: અને સંયમ કેળવવાની મનોવૃત્તિનો પણ વિકાસ થઈ શકતો નથી. મારો ઝભ્ભો છૂટે તેવો રસ્તો તમે મને બતાવશો?'

મેં ઊભા થઈને એનો હાથ પકડ્યો: 'અરે ભાઈ! એ તો સહેલું છે. તું ઝભ્ભો છોડી દે એટલે તને જીવનના સાદા આનંદની નિસરણી મારફત જ સંયમની ચાવી મળશે. સંયમ લોખંડી પંજામાંથી જન્મે છે એવી માન્યતા જ સમાજમાં આવા દંભને પોષે છે. સાદું—તંદુરસ્ત—જીવન—ને સાધારણ નિર્દોષ આનંદગમ્મત—એ કોઈ રીતે જીવનને હણનાર

વસ્તુઓ નથી.'

આજ દિવસ સુધી જેને સંયમી માનેલ—તેને તેના જ લોખંડી પંજા નીચે કચરાતો જોઈને—અને પોતાની જ પ્રસારેલી માયામાં સપડાયલો જોઈને મને ભારે આશ્ચર્ય થયું.

નંદલાલ હૃદય ખાલી કરતો હોય તેમ આગળ વધ્યો: મેં પણ તેને અટકાવ્યો નહિ.

'મેં મારા ઘરમાં પણ આ ઝભ્ભો પહેર્યો. એટલે જેમ કોઇ દુર્જનને પડછાયે પાપવૃત્તિ આવે તેમ મારે પડછાયે ઘર પણ ગંભીર એકધારું યંત્ર જેવું બની ગયું છે. અમારા ઘરમાં બધાં ધીમું બોલે છે. પવિત્રતા વિના બીજી વાત નથી. સંસ્કાર વિના બીજો સ્વર સંભળાતો નથી. મારાથી કોઈની મશ્કરી થાય નહિ; ગંભીરતા વિના બીજી દૃષ્ટિથી વસ્તુ પ્રત્યે જોવાય નહિ; ખુલ્લું હસી શકાય નહિ. મારા જીવનને મેં એવું ગંભીર મનાવ્યું છે કે હવે તો એ ગંભીર દેખાવા માટે જ હું જીવું છું. પવિત્ર દેખાવા માટેના પ્રયત્નમાં પવિત્ર રહેવાની સઘળી વાતો ભૂલી જવાય છે. ભાઈ, હું રાસ્પુટીન છું. મારામાં ક્યારે ય વધારે પડતો ઉત્સાહ નહિ; જરાક મીઠું અસત્ય—જીવનમાં આનંદ આપે તેવું—પણ નહિ. મારા પાંજરામાં હું અત્યંત દુઃખી છું.'

'અરે ભાઈ!' મેં ઊઠતાં ઊઠતાં જ કહ્યું, 'જા, જા, મેં તો તને ક્યારની માફી આપી છે. પણ હવે મારું માને તો મારાં ભાભી સાહેબ પાસે જઈને મારું નામ લઈને કહેજે કે કાલે આપણે ત્યાં એક ભ્રષ્ટ માણુસ જમવા આવવાનો છે. માટે આજે આપણે સૌએ ઝભ્ભો કાઢીને ફરવાનું છે. જા, હું કાલે જમવા આવીશ, ને આપણી વર્ષો પહેલાંની વાતો સંભા-

રીને તને જરા બનાવશું. બે ચાર મિત્રોને પણ બોલાવજે અને પેલા તારા મહાદેવને રાખે છે કે નહિ ? એ બિચારા વૃદ્ધ પુરાણા પુરુષને કાલે જરા 'બ્રેડબટર' પણ આપીશું. એને પણ વીસમીસદીના નાસ્તાનો સ્વાદ આપવો જોઈએ.'

નંદલાલના મોં પર જરા હાસ્ય આવ્યું. એને લાગ્યું કે એણે ધારેલો ઝભ્ભો જ એને દુઃખરૂપ હતો. સાધુનો પોષાક અસાધુને તો ભયંકર શયતાનિયત તરફ જ દોરે છે.

'હમણાં પેલો એક નવોપંથ જમનીમાં નીકળ્યો છે તેની તને ખબર છે ?'

'ના.'

'ત્યારે ભડકતો નહિ હો. આપણે જે ઝભ્ભા ધારણ કરીએ છીએ—શક્તિ કે ચારિત્ર્યબળ વિના—સમાજ સુધારાના, શિક્ષકના, રાષ્ટ્રોદ્ધારકના, ડોકટરના, વકીલના, વિજ્ઞાનના—એ સર્વ ઝભ્ભા છોડી દેવાની હિમાયત એમાં છેઃ એમાં તો નગ્ન રહેવાનો ધર્મ કહ્યો છે. પણ એ નગ્નતાનો અર્થ આ છે. ચાલો. હવે મારે એક ભૈયાજીને મળવું છે, માટે જવું જોઇએ.'

બીજે દિવસે હું નંદલાલને ત્યાં ગયો ત્યારે ઘરનું વાતાવરણ જોઇને અચંબો પામ્યો. ઘરમાં ઠેર ઠેર નાકે આંગળી અડાડી ચૂપ રહેવાની નિશાની કરતાં ચિત્રો ચોડયાં હતાં. અવાજ ન થાય તેમ છોકરાં ફરી રહ્યાં હતાં. ચાવી દીધેલ પૂતળીની માફક એની વહુ જરાક માથું નમાવી હાથ જોડી ધીમું હસી. સમગ્ર વાતાવરણમાં એટલી ઠંડી હતી કે માણસનો આત્મા એકદમ સંકોચ પામે. પાંજરામાં પૂરાયલા પંખીની માફક સઘળાં અપંગ બની ગયાં હતાં. પવિત્રતા, સંસ્કાર, સંયમ, સજ્જનતા, એ સઘળાં લોખંડી પંજામાંથી જન્મે છે એવી

માન્યતા એમને ચગદી ચૂકી હતી. સંયમ એ પણ જીવનની કલા છે, એમ માનવાને બદલે એ જીવનનું પાંજરું છે એમ માનવાથી જે પરાધીનતા પ્રગટે તે સઘળી એ ઘરમાં વસી રહી હતી.

મને અત્યંત ક્ષોભ થયો. પણ પછી ધીમે ધીમે જેમ જેમ કુદરતી વાતાવરણ ફેલાતું જોયું તેમ તેમ છોકરાં ખીલ્યાં. હું તો નંદલાલની વહુની મશ્કરી કરવાનું પણ ચૂકયો નહિ. એણે બિચારીએ આજે જિંદગીમાં પહેલીવાર નંદલાલને ખીલતો જોયો. મેં કહ્યું, ' ભાભી, જો જો હો, મારા ગયા પછી નંદલાલ ઊધડાં ઉપાડે તો એ ચાર સંભળાવી દેજો. આમ બે હાથ જોડીને આખો દિવસ મૂંગાં મૂંગાં રહો છો એટલે જ એ ફાટી ગયો છે.'

સૌ હસી પડયાં. નંદલાલ પણ ખરો. સાંજે છેક મોડેથી હું ઊઠયો ત્યારે આખું ઘર આનંદથી ગાજી ઊઠયું હતું.

અમે તે દિવસે છૂટા પડયા હતા તેમાં, અને આજે છૂટા પડયા તેમાં આસ્માન જમીન જેટલો તફાવત હતો. તે દિવસે છૂટા પડયા, એક બીજાથી વધારે દૂર ને દૂર જવા માટે; આજે છૂટા પડયા વધારે ને વધારે નજીક આવવા માટે.

## નવાં ખંડેર

આમલીવાળા પરામાં મોહનસુતારની કોઢ હતી. ઉનાળામાં જ્યારે કણુબી નવરા પડે ત્યારે ત્યાં દાયરો જામી જાતો. શિયાળાની પોષ–મહા મહિનાની ઠંડીમાં પણુ મોહનની કોઢ રાતના બાર એક સુધી તો જાગતી જ હોય. આવતા જતા સભાસદો તો એ સભામાં ઘણા હતા. પણુ હમેશના બેસવાવાળામાં વીરુભા, નથુ વાણંદ, વાઘજી લુહાર ને મગન મહારાજ એટલા તો ખરા જ. બાકી ગામનો એક જુવાન ધીરજલાલ કોલેજમાં ભણુતો તે પાણીપતના મેદાનની, અઢારસો સત્તાવનના બળવાની, જર્મનીની એવી એવી વાતો કરવા ક્યારેક આવતો. પણુ એ તો માત્ર વાતો કરવા આવતો. એને બીજો કશો રસ આ લોકમાં હતો નહિ. એટલે એને સભ્ય છતાં અસભ્ય જ ગણી શકાય. હુક્કા માટે સળગતી સગડીનાં લાકડાં સંકોરતો સંકોરતો મોહન સુતાર એની વાતને હોંકારો આપતો.

ગામના કેટલાક ટીખળી એને 'મોહનમંદિર' કહેતા. અને પછી તો એ ટોળીને હરાવવા માટે હોય તેમ સૌએ એ નામને જ અપનાવી લીધું.

હમેશાં રાતના આઠ સાડાઆઠે સૌ વાળુ કરીને ત્યાં આવતા. સૌથી પહેલા વીરુભા આવતા. એમને ત્યાં વાળુ વહેલું થતું. અને બીજી રીતે એ ઉપાધિમાત્રથી અળગા રહેતા. એનો મોટો છોકરો મોતીભા ખેડ ચલાવતો. પોતે

ભજનમંડળીમાં જતા, રામાયણની કથા સાંભળવા જતા, ક્યારેક ધનગર બાવાને મંદિરે બેસતા. પણ ઘણુંખરું રાતે તો મોહનમંદિરમાં હાજરી પૂરાવતા. આવીને છોડિયાં ચેતાવે, લાકડાના કકડા મૂકે, ને હુક્કો ઠીકાઠીક કરે ત્યાં નથુ વાણંદ આવી પહોંચે. નથુ અતિ ડાહ્યો હતો. પણ મોઢે બહુ મીઠો હતો, એટલે ગામમાં કામકાજમાં સૌ એને બોલાવતા. પણ એની છોકરી મણી તોબા હતી. આખું ગામ એણે ચકડોળે ચડાવ્યું હતું. નથુવાણંદ વીરુભા પાસેથી હુક્કો લઈને જૂનું પાણી ઢોળી નાખે, નવું પાણી રેડીને પોતે ગગડાવે, એટલામાં તો 'જે મા'રાજ' કરતા મગન મહારાજ આવે. મગન મહારાજ ફિલસૂફી શીખ્યો ન હોત તો તો આંહી આવત જ નહિ. દસ રોટલાના લોટ ઉપર ચાર છોકરા ને પોતે બે એમ છ માણસનું કુટુંબ નભતું. ઘરનો દરિદ્રી હતો. વાતુડિયો બહુ હતો. કેટલીક વખત ગપ્પાં પણ મારતો. પ્રેમાનંદનું ઓખાહરણ વાંચીને પાંચ પૈસા રળી લેતો, ને ટીપણું જોઈને બૈરાંને રીઝવી લોટ દાળ મેળવી લેતો. પણ એના ચારે છોકરા નમાલા હતા. લોટ ન માગતા. ધંધો પણ ન કરતા. વાતો કરતા ને સાંભળતા. મોહન મંદિરનો સાચો સભ્ય તો વાઘજી લુહાર હતો. ભલે તે સૌથી મોડો આવતો ને થોડીવાર બેસતો પણ એના મનમાં સાચી મૈત્રીનાં બીજ હતાં. કામ પડયે એણે કોઈ દિવસ પાછી પાની કરી ન હતી. તેની પોતાની દુકાન હતી, ને ઘડી બેઘડી મોહન મંદિરમાં પોતાની હાજરી પૂરાવી જતો. બાકી તે ઘણો ઉદ્યોગી, ઉદાર ને ભોળો હતો. તે બહુ જ થોડું બોલતો. તેનો મોટામાં મોટો ગુણ તો એ હતો કે તે કોઈની નિંદા કરતો નહિ. ઘણી વખત

હરેક પ્રકારનું નુકસાન ‘ હરીચ્છા ’ એ સાદા શબ્દથી, જરાક દુઃખભરેલું હસીને એ સહી લેતો. એની સહનશક્તિ પણ જબ્બરી હતી. ઘણી વખત મગન મા'રાજને એ મદદ કરતો. વીરુભાની તો સઘળી ધીરધાર જ એને ત્યાં હતી. નથુ વાણંદ જેવાને પણ વાઘજી માટે માન હતું.

વાઘજી રામાયણની વાત બહુ સરસ રીતે કહી શકતો. અને કેટલીક વખત તો શ્રોતાની આંખમાંથી આંસુ પડાવતો. એની વહુ બહુ કજિયાળી હતી.એટલે આખું ગામ વાઘજી ભગતની ઠેકડી કરતું. પણ વાઘજીને એક નાનો છોકરો હતો, તે બુદ્ધિશાળી લાગતો હતો. વાઘજી એને જોઈને ઘરનું સઘળું દુઃખ ભૂલી જતો.

સંવત ૧૯૫૪ ના શિયાળામાં એક દિવસ મોહનમંદિર આવી રીતે ભરાયું હતું. ને સૌ ઠંડી ઉડાડતા સગડી પાસે બેઠા હતા.

‘ માળી પણ ભારે થઈ હો. ધરાર ગાડું આગળ લીધું લે, મારો બેટો કોળો ! ’ નથુએ હુક્કામાંથી પાણી ઢોળી નાખતાં નાખતાં આજના બનાવ પર ટીકા કરી.

વાત એવી હતી કે આજે વીરુભાનો છોકરો મોતીભા ગાડું જોડીને સીમમાંથી આવતો હશે, એટલામાં કાનીયો કોળી પણ ગાડું લઈને એ તરફથી જ આવતો દેખાયો. કાનીયાનો વિચાર ગાડું આગળ કરવાનો હતો એટલે એ પડખે ચડયો. એમાંથી રવદ થઈ. પુરુષાર્થનાં બીજાં બધાં બારણાં બંધ હોવાથી, એ વાતની બન્નેને અસર પણ થઈ. કાનીયો ગાડું આગળ કરી ગયો ને મોતીભાએ બળદનો પગ ભાંગ્યો.

‘ પણ એવા રવદ કરવા જ નકામા ’ મગન બોલ્યો.

'અરે ભાઈ, ઊછળતું લોહી કોને કહે?—આજ હવે રૂપિયા દોઢસો કયે ઝાડેથી ખંખેરીને નવો બળદ બાંધશે?'

જવાબ આપવા કે ટીકા કરવા માટે પહોળું થયેલું મોહન સુતારનું મોં સીવાઈ ગયું. સામેના બારણામાંથી એની વહુ રતન આવતી હતી. રતન ક્યારે ય આવી રીતે આવતી નહિ. આવતી ત્યારે જબરદસ્ત વાવાઝોડાના સમાચાર લાવતી.

'કાંઈ ઘરમાં જુઓ છો કે એકલાં ગપ્પાં જ મારો છો?'

વાઘજી આજ જરાક વધારે મોડો હતો. એટલે એને ખોંખારો ખાઈ પ્રવેશ કરતો જોઈ રતને લાજ કાઢી.

'શું છે આજ રતનવહુને!' વાઘજી બોલ્યો.

'બીજું શું? ઘરમાં જોવું કારવવું નહિ, ને આખો દિ કોઢમાં બેઠા રે'વું. એમ તે ઘર કેમ હાલે?'

'પણ શું છે એ વાત તો કહે.'

'આ તમારો ગગો રૂપિયા દસ નગદ લઈને સવારનો ગયો છે તે હજી આવ્યો નથી.'

'આવશે, હમણાં આવશે. છોકરું છે તે વખતે રમતે ચડી જાય.'

'અરે, છોકરું શેણે છે? મારા બાપ જેવડો તો થયો. કાલ સવારે વહુ ઘેર આવશે, પછી?'

મોહન સુતારનો છોકરો પ્રેમજી બહુ તોફાની ને જુગટિયો હતો. એટલે મોહનનું દિલ આ સાંભળીને ખાટું થઈ ગયું. તે ગુસ્સામાં બોલી ઊઠયો: 'આના કરતાં વાંઝિયાં સારાં!'

'એ તો એમ લાગે. ઈશ્વરની માયાનો કોઈ પાર પામ્યું નથી. સૌ સૌનાં કરમ પ્રમાણે કરણી થાય છે.' મગને સાંત્વન આપ્યું એટલામાં તો 'મોહન સુતાર! એ મોહન

સુતાર!' કરતો સિપાઈ આવીને ઊભો. આવી રીતે સિપાઈને કોઈ દિવસ જોયેલો નહિ, એટલે રતન તો એક તરફ ખસી ગઈ. અને ધીરજલાલ ગુપચુપ ચાલતો થઈ ગયો.

'કેમ?'

'આ કેમ શું? ચાલો ભાઈ, તમારો પ્રેમજી અમારે ત્યાં મે'માન થયો છે!'

'હેં!' રતનની રાડ ફાટી ગઇ: 'મારો પ્રેમજી જેલમાં છે?'

'હા. હાલો કાચી જેલમાં છે. રોટલાપાણી તો પહોંચાડો!'

'શું કર્યું છે ઓટીવારે? કાં પૈસા ખોયા હશે ને કાં લીધા હશે!'

'હવે તમે હાલો તો ખરા!'

મોહન ચાલ્યો, વીરુભા નીચું મોં કરીને તાપતા બેઠા રહ્યા. વાઘજી મોહન સાથે ગયો, નથુ પણ સાથે ગયો. પણ વાઘજી જન્મસિદ્ધ ભલમનસાઈને લીધે મોહનને એકલો મૂકી શક્યો નહિ. વાણંદને તો વાતની એવી ચટકી લાગેલી કે સાથે ગયા વિના નિદ્રા આવે તેમ ન હતી. એક ફિલસૂફીના બળથી ખેંચાતો હતો: બીજો કટેવના બોજા નીચે ઘસડાઈ રહ્યો હતો. જેલ ઉપર પહોંચ્યા.

વાઘજી જ આગળ આવ્યો. જમાદાર સાથે વાત કરી. અટકચાળો નથુ પણ સાથે જ ગયો. મોહન તો એક તરફ ઊભો રહ્યો.

'ક્યાં ગયો પ્રેમજી!'

એક ખૂણામાંથી પ્રેમજી ઊભો થયો.

'વાઘજી કાકા! મને છોડાવો. મારો કાંઇ વાંક નથી. મણુકી સાળી છે જ એવી!'

નથુ બે ડગલાં પાછો હઠયોઃ ‘ મણુકી ? મણુકી ક્યાં છે ?’ પાછળથી તેના ખભા પર જમાદારનો હાથ પડયો. નિર્લજ્જ રીતે તે હસી રહ્યો હતોઃ ‘ એ તો નથુભાઈ! તમારી મણી પણ અમારી મે'માન છે. જરાક પ્રેમજીભાઈને પ્રેમને। રસ ચખાડયો !’

પાસે ઊભેલા ત્રણચાર સિપાઈએ। મશ્કરી ભરેલું હસી પડ્યા. નથુને ભોંય ભારે થઈ પડી. પોતાની છોકરી ને પ્રેમજી એ સાથે સપડાયાં છે, એ વિચારથી એનો વાતનો રસ તો ક્યાંય ઊડી ગયો. તે ક્રોધમાં આવી ગયોઃ ‘ ઈ તો સુતારનો છોકરો છે જ એવો રેઢિયાર ! સાળી છોડિયાની જાત કે ?’

‘ નથુભાઈ’ જમાદારે દમ ભરાવ્યો ‘ તમારે વધુ પડતું બોલવાની જરુર નથી.’

મોડેથી બંદોબસ્ત કરીને ધીમે પગલે વાઘજી ને મોહન પાછા ફર્યા ત્યારે નથુ તેમની પાછળ ચાલી રહ્યો હતો.

‘ મોહનમંદિર ’ આવતાં તે ત્યાંથી છૂટો પડયો. વીરુભાએ સાદ કર્યોઃ ‘ કાં નથુ પરબારો ?’

‘ સાળી છોડિયાંની જાત !’ સઘળા સાંભળે તેમ તે બબડતો ગયો.

‘ અને તારી છોકરી,’ બીજું કોઈ બોલ્યું નહિ પણ રતન રહી શકી નહિ, ‘ આખું ગામ જાણે છે !’

‘ છોડાં કીધાં એટલે થઈ રહ્યું !’

મોડી રાતે વાઘજી ઘેર જવા નીકળ્યો ત્યારે તેના અંતઃકરણમાં સંતાપ થતો હતો. ‘ આજકાલનાં છોકરાં !’ એ એક જ વાક્ય એના મનમાં ઘોળાતું હતું. શું બન્યું કે આ કેમ થયું તે સમજવાની તેણે બહુ તકલીફ લીધી નહિ.

પ્રેમજી જુગારી હતો એ સૌને ખબર હતી. મણી લોફર હતી એ સૌને ખબર હતી. પોલિસ લાંચિયા હતા એ સૌને ખબર હતી. એટલે જુગારી, લોફર ને લાંચિયામાં શ્રેષ્ઠ કોણ એજ પ્રશ્ન હતો.

વાઘજી ને વીરુભા સાથે સાથે નીકળ્યા. થોડે સુધી તો બન્ને મૂંગા હતા. કાંઈ બોલાય તેમ હતું જ નહિ. અંતે વીરુભા રહી શક્યા નહિઃ 'નથુડો પણ વાયડો છે!

વાઘજી કાંઈ બોલ્યો નહિ. એ કોઈની નિંદા કરતો જ નહિ.

'મને લાગે છે નથુડો હવે નહિ આવે!'

વાઘજીએ સુધાર્યુંઃ 'નથુને ખોટું લાગ્યું છે.'

'પણ એમાં મોહન શું કરે?'

'હશે.'

'વાઘજીભાઈ!'

'કેમ?'

'મને દોઢસો રૂપિયા જોઈએ છે, છોકરે બળદ ખોટવ્યો. ને મારું કામ અટકી પડયું છે. હું તમને નામું પાડી દે'શ.' વાઘજીએ ડોકું ધૂણાવી હા પાડી ને તે ગુપચુપ ચાલ્યો ગયો.

૨

ત્યારપછી મોહનમંદિરમાં એક જાતની ભયંકર ઉદાસીનતા છવાઈ ગઈ. હવે પહેલા જેવો રંગ આવતો નથી. જૂનાજમાનાની દિવાલો અને નવાજમાનાનાં બળ એ બન્ને ભેગાં થઈને જેવું ખંડેર સરજે તેવું ખંડેર ત્યાં બની ગયું. મોહનનો પ્રેમજી જેલમાંથી તો નિર્દોષ બનીને છૂટી ગયો, પણ ત્યાર પછી ભાગી ગયો, ને તેના ગયા પછી આઠ દિવસે મણી પણ નાસી ગઈ. બન્નેના સ્વભાવમાં ઘણું સામ્ય હતું માટે તે જુદાં રહી શકે તેવું હતું જ નહિ. પ્રેમજી વટલી ગયો

કે ગમે તે થયું પણ પ્રેમજી ને મણી મુંબઈ ભેગાં થઈ ગયાં છે એમ સૌ કહેતાં.

નથુ ત્યાર પછી કોઈ દિવસે 'મોહનમંદિર' માં આવ્યો જ નહિ. એ આખી ટોળીની નિંદા કરતો છૂટો છૂટો ફર્યા કરતો ને જે તેની વાત સાંભળે તેના પર ખુશી થતો. ધીરજલાલ એલ. એલ. બી. માં પહોંચ્યો હતો એટલે હવે ત્યાં ક્યારેક જ આવતો. આવતો ત્યારે કજિયાની વાત સાંભળીને કાયદાની કલમો બતાવતો.

રતન કે'તી કે વાણંદની છોકરીએ મારા છોકરા પર જાદુ કર્યો છે, નહિતર એવો ડાહ્યો ડમરો છોકરો, એકદમ ભાગી શી રીતે જાય. આ માન્યતાને વીરુભાનો છોકરો મોતીભા માંદો પડયો ત્યારે વધારે ટેકો મળ્યો. એક તો મોતીભાનું શરીર મજબૂત. મોતીભા કોઈ દિવસ માંદો પડે જ નહિ. એક દિવસ બપોરે સીમમાંથી આવ્યો, લોહીની ઊલટી કરી, ને માંદો પડયો તે બેઠો જ થયો નહિ. એ કામ નથુનાં જ છે એમ સૌએ માન્યું. વીરુભાને તો એવી દાઝ ચડી કે નથુ મળે તો એને પૂરો જ કરી નાખું. ધનગર બાવાએ સ્પષ્ટ કહ્યું હતું કે નથુડાએ વીર નખાવીને મોતીભાને ભરખાવી લીધા. એમાં નથુને શું લાભ છે, તે વિષે કોઈએ ક્યારે ય ઊહાપોહ ન કર્યો. પણ નથુ સૌની નિંદા કરતો. અને આપણી નિંદા કરનાર આપણને મારવા માટે જ નિંદા કરે છે એ તો દેખીતી વાત છે, એમ વીરુભા માનતા.

મોતીભાના મરણ પછી વીરુભાનો ઉત્સાહ ભાંગી ગયો. એ હવે મોહનમંદિરમાં આવતા, પણ તેમના દિલને શાંતિ ન હતી. તેમ મોહનમંદિર સિવાય બીજે તેનો જીવ ધરપત

પકડે તેમ પણ ન હતું. હવે એ સૌ બેસતા ત્યારે વાતાવરણ ગ્લાનિ ભરેલું લાગતું ને કેટલીક વખત તો કોઈ ન દેખે તેમ વાઘજી ઊઠીને બારણાં વાસી દેતો.

'કેમ વાઘજીભાઈ, બારણાં ?'

વાઘજી બોલતો કે મને બીક લાગે છે. એક દિવસ વળી આપણે નવાજૂની સાંભળવાની આવશે, અને વાઘજીની બીક સાચી પાડી.

આજે વાઘજી આવ્યો ત્યારથી જ ઉદાસ હતો.

સામે બેસીને મગન મા'રાજ મહાભારતમાંથી મહારથી કર્ણની વાત કરી રહ્યા હતો. નથુડાને પસાર થતો જોઈને વાત ઘડીભર બંધ રહી. પણ પાછી તરત સાંકળ જોડીને મગન મારા'જે વાત આગળ ચલાવી.

વીરુભા વિચાર કરી રહ્યા હતા કે વાઘજીના રૂપિયા દોઢસો હવે ક્યાંથી આપવા એટલે એનો હોંકારો વધારે ને વધારે ખોટો થતો જતો હતો. વાઘજીના મનમાં ભયંકર શંકા હોય તેમ તે બારણા તરફ જોઈ રહ્યો હતો. આજ સવારે જ બૈરીએ કજિયો કરીને ઘરેણાંનો દાબડો એની પાસેથી લીધો હતો.

ઘણી વખત વાત બનવાની હોય તે પહેલાં વાતાવરણ વાતથી ભરપૂર હોય તેવું બની જાય છે.

રાતના દસ થયા ન હતા, છતાં મગનની આમલી પર એક ઘૂવડ બોલતું હતું ને તેનો ઘેરો કર્કશ અવાજ આવતો હતો. સગડીના જલતા કોલસા બળતી આંખો જેવા લાગતા હતા. બહાર રાતની ઠંડી વધુ ને વધુ તીક્ષ્ણ બનતી હતી. શાંતિ ન હોય તો સારું, એમ મન ઇચ્છતું હતું. કારણ કે શાંતિમાં ચુપચુપ ભયંકર વાતો થતી હોય તેવું લાગતું હતું. વાઘજી

અધીરતાથી કોલસા ફેરવતો હતો ને બારણા તરફ જોતો હતો.

કોઇનો પગરવ થયો. જોડા ખખડયા. પોલીસના બૂટનો સ્પષ્ટ અવાજ સંભળાયો.

'વાઘજીભાઇ !' બારણામાં પોલીસ જ ઊભો હતો.

વાઘજી તૈયાર થઇને જ જાણે બેઠો હતો. 'બૈરી નાસી ગઇ હશે. ઘરેણાં લઇ ગઇ હશે' તેના મનમાં વિચારોની પરંપરા આવી ગઇ.

'વાઘજીભાઇ! લ્યો, મગનમહારાજ ! તમે પણ આંહી છો. ઠીક થયું ચાલો.'

'કેમ? પણ . . પણ . . શું છે ? કોઈ નાસી ગયું ?' વાઘજી ઉતાવળે બોલ્યો.

'ના.'

'ચોરી થઈ છે ?'

'ના.'

'ત્યારે ?'

'તમે મારી સાથે ચાલો. ચોરી થઇ નથી, કોઇ નાસી ગયું નથી, પણ . . . તમે ને મગન મહારાજ બન્ને ચાલો.'

'મગન મહારાજ ?'

'હા, હવે જલ્દી ચાલો.'

વાઘજી મનમાં હસ્યો. સમજાઈ ગયું. મગનમહારાજનો છોકરો ઘરેણાં લઇ ગયો છે. એણે અનુમાન કર્યું. એનામાં પૂછવાની હિમ્મત તો ન હતી.

ધાર્યા કરતાં કાંઈક ઓછી વિપત્તિ આવી, એવો સાચો ખોટો સંતોષ લઇને વાઘજી તો સિપાઇ સાથે ચાલ્યો. એની પાછળ મગનમહારાજ હતો. એની પાછળ સિપાઈ હતો. વાઘ-

જીના પગલાં ધીમાં હતાં. ગતિ મંદ હતી. મનમાં અશાંતિ હતી. નીરવ અંધકારમાં ત્રણ પડછાયા ચાલી રહ્યા હતા. ભવિષ્યના ગહન કોયડા તરફ, અંધારઘેરા ભવિષ્ય તરફ. શું છે તે એમાંથી એકેને ખબર ન હતી. કાંઈ નહિ હોય એમ બન્નેને આશા હતી.

આકાશમાંથી એક બે તારા ખર્યા—લાંબા લીસોટા કરતા, થોડીવાર અંધકારને ઉજાળતા.

વાઘજી ખરતા તારા જોઈ રહ્યો. એનું મન વધુ ઉદાસીન બન્યું. તારા કેમ ખરે છે? તારા ક્યારે ખરે? એણે મગન મહારાજને પ્રશ્ન કરવા હોઠ ઉઘાડ્યા, પણ એટલામાં જેલનો દીવો દેખાતાં તે ચૂપ બની ગયો.

ત્રણે જણા જેલ પાસે પહોંચ્યા. ત્યાં જમાદાર ફોજદાર ઊભા હતા. ડૉક્ટર ઊભા હતા. વાઘજીના હાંજાં ગગડી ગયાં. એની બૈરી કજિયાળી હતી.એણે ઝેર પીધું હશે એવી એનેખાતરી થઈ ગઈ. એનું અંતઃકરણ કઠણ બની ગયું. બેભાન થઈ ગયું.

'વાઘજી!' ડૉક્ટરે બોલાવ્યો, ત્યારે વાઘજી જાગ્યો.

'જો ભાઈ, ગભરાતો નહિ, બોલ તારે કોઈ દુશ્મન છે?'

'ના.'

'કોઈ મિત્ર-શત્રુ હોય તેવો?'

'ના. મારે કોઈ નથી. શી વાત છે તે કહો.'

સિપાઈએ ચાદર ખસેડી. ચાદર નીચે સુંદર કાંતિમાન છોકરો પડ્યો હતો. તેના વાળ પવનથી જરાક હાલી રહ્યા હતા.

'આ છોકરો તારો છે?'

ભયંકર ઘા લાગ્યો હોય તેમ વાઘજી નીચે પડી ગયો.એના પગ ક્યારના ભાંગી ગયા હતા. અંતઃકરણ હવે ભાંગી ગયું. વાઘજી ફાટી આંખે જોઈ રહ્યો.

'વાઘજી! છોકરો તારો છે?'

ગળામાંથી રૂંધાતો—અથડાતો—હરડાતો અવાજ નીકળ્યો: 'હા . . અ . . આ . .'

'મગન મા'રાજ તારો દોસ્ત છે?'

'હા.'

'એનો છોકરો?–એને તું ઓળખે છે?'

મગન મા'રાજ વાઘજી સામે જોઈ રહ્યો. એને થયું કે ધરતી જગા આપે તો સમાઈ જાઉં.

'ત્યારે જો, મગન મા'રાજના છોકરાએ તારા છોકરાને ફોસલાવ્યો. સીમમાં તેડી ગયો. ને ત્યાં પેલા ખાટકીએ તેને મારી નાખ્યો—ઘરેણાં માટે. તેં ઘરેણાં કેમ પહેરાવ્યાં? મૂરખ!'

એટલામાં હૈયાફાટ રુદન કરતી વાઘજીની વહુ આવી પહોંચી. એણે કજિયો કરી ઘરેણાં લીધાં હતાં, છોકરે કજિયો કરી પોતે પહેર્યાં હતાં. પછી એ શેરીમાં ગયો ને વાઘજીની વહુ પડોશીને ત્યાં બેસવા ગઈ. ત્યાર પછી છોકરો અત્યારે મળ્યો.

વાઘજી છોકરાને વળગી પડયો. એ એનો આધાર હતો. નાનો હતો પણ એનામાં બુદ્ધિ હતી. તીવ્ર શક્તિ હતી. વાઘજીની વૃદ્ધાવસ્થાનો એ ટેકો હતો.

મગન મા'રાજનો મૂરખ છોકરો જેલમાં કયાંક સંતાઈને બેઠો હતો. ખૂની નીચું મોં કરી આ કરુણ દૃશ્ય જોઈ રહ્યો હતો.

'અરેરે! મને કહ્યું હત. હું તને રૂપિયા આપત. ઘર આપત. પટારા આપત. તેં આ છોકરાને બચાવ્યો હત.'

પથ્થર જેવા ખૂનીની આંખમાંથી પણ આંસુ નીકળ્યાં. એને પણ થયું કે આ ખૂન ન કર્યું હોત ને ઘરેણાં લઈને એ ભાગી ગયો હોત તો સારું હતું. મગન મા'રાજ રોઈ પડયો. વાતાવરણ તીવ્રશોકથી ઘેરાઈ ગયું. સિપાઈઓ રડી પડ્યા.

આવા સુંદર છોકરાનો માત્ર દેહ જોવો એ કેવું ભયંકર હતું !

ધીરજલાલે પોતાના પહેલા ‘ અસીલ ’ તરીકે મગન મા’રાજથી શરૂઆત કરી. મગન મા’રાજે છોકરો છૂટી જાય એ આશામાં ધીરજલાલનો આશ્રય લીધો. મગન જાણતો હતો કે પોતાના છોકરાનો વાંક છે, પણ આપણે જે જાણતા હોઈએ તેના કરતાં કાયદો જે જાણે તે વધારે સાચું ગણાય છે એમ કહી ધીરજલાલે તેને સમજાવ્યું કે નિર્દોષ હોવા કરતાં નિર્દોષ દેખાવું એ જ વધારે અગત્યનું છે. આખી જિંદગી જેણે ભારત રામાયણની કથામાં ગાળેલી તેને આ દલીલમાં કશી સમજ ન પડી, પણ છોકરો છૂટી જાય એ આશાથી એણે ધીરજલાલની વાત સાચી માની.

અને બન્યું પણ એવું જ. મગન મા’રાજનો છોકરો નિર્દોષ ઠરીને છૂટી ગયો. આખા ગામમાં ધીરજલાલની બહાદુરીનાં વખાણ થયાં. વાઘજી તો ભગત માણસ હતો એટલે એને તો બ્રાહ્મણનો છોકરો બચવા માટે આનંદ થયો. પણ વાઘજીની વહુ કહેતી કે હમણાં બચ્યો છે પણ બે વરસમાં રોમરોમ કીડા ન પડે તો જો જો. આંહી ન્યાય નથી પણ હજાર આંખવાળો તો જુએ છે નાં ? મગન મા’રાજ હવે કોઈ દિવસ વાઘજીને ત્યાં લોટ માગવા જતો નહિ. તેમ મોહન મંદિરમાં પણ બન્ને બહુ ભેગા થતા નહિ, પણ ધીરજલાલની ફીના રૂપિયાને બદલે મગન મા’રાજે તેને ઘર માંડી દીધું હતું. વ્યાજની રકમ ચડયે જતી હતી. અને થોડા વખતમાં પોતે ઘરબાર વિનાનો થઈને રખડશે એ ચિંતાથી મગન મા’રાજ દુબળો થતો જતો હતો.

પણ મનની ચિંતા કંઈ વ્યાજને રોકી શકે નહિ. એટલે ધીરેધીરે આંકડો મોટો થતો ગયો.

મગન મા'રાજને બીજા કોઈ પાસેથી મદદની આશા ન હતી. કદાચ વાઘજી મદદ કરે. વીરુભા તો તદ્દન ઉત્સાહહીન બની ગયો હતો. મોહન પણ મદદ કરે એવો નહિ. એટલે મગન મા'રાજે એક દિવસ શરમ છોડીને વાઘજી પાસે વેણ નાખ્યું.

વાઘજી કાંઈ બોલી શક્યો નહિ. એના હૃદયમાં તીવ્ર ઘા હતો. છતાં એણે જવાબ વાળ્યો: 'ચાલો આપણે ધીરજલાલભાઈ પાસે જઈએ. વખતે જૂની ઓળખાણ રાખીને કાંઈક માફ કરે.'

વાઘજી ને મગન બન્ને ધીરજલાલ પાસે ગયા. બન્નેને સાથે જોઈને ગામના માણસોએ એક બીજાના કાન કરડ્યા. આખા ગામમાં વાત થઈ ગઈ કે વાઘજી મગન મા'રાજ સાથે બોલે છે.

'ધીરજલાલભાઇ!' વાઘજી બોલ્યો 'મગન મા'રાજ બિચારો ગરીબ માણસ છે. તમારે ઘરની ખોટ નથી, એટલે તમારું નાણું પતી જાય અને એનો પણ આશરો ન જાય એવી કાંઇક ગોઠવણ થાય તો બહુ સારું.'

'ધીરજલાલભાઈ! બીજું કાંઈ નહિ, તો ભલા, હું થોડોક આશરો રાખી શકું એવું કાંઈક કરો.'

'પ . . . ણ મગનકાકા! એ કેમ બને? વ્યાજ તો ચડતું જ જાય છે.'

'તો આપણે ચોખવટ કરીએ.'

'હા, એની મારે ના નથી; તમે સમજો તો હું ઉપરની રકમ પણ મૂકી દેવા ખુશી છું.'

હિસાબ સમજીને બન્ને પાછા ફર્યા ત્યારે હતાશ હતા. ઘર તો દેવામાં જાય તેમ જ હતું. ઉપરની રકમ કદાચ માફ થાય. આખા ગામની છાની વાતના રસિયા નથુએ સમાચાર આપ્યા કે મગન મા'રાજ તો નાહી બેઠા છે. નથુએ તો એમ

પણ કહ્યું હતું કે મગન મા'રાજ સાથે ચાલવા માટે વાઘજીની વહુએ એને ઉધડો લીધો હતો. પરંતુ એ વાત કોઈએ માની ન હતી. એટલું તો ખરું કે વાઘજી મગન મા'રાજને મદદ કરી શક્યો નહિ. કારણ કે એની વહુએ સખત જાપ્તો રાખ્યો હતો. જો મગનને મદદ કરી તો હું અફીણ પીશ એમ પણ કહ્યું હતું. એટલે વાઘજી હેબતાઈ ગયો હતો.

બીજે દિવસે એ ગામમાં એક સાથે બે નવાં ખંડેર થયાં. વાઘજીના દોઢસો રૂપિયા પાછા આપવા વીરુભાએ પોતાનું ખોરડું મોહન સુતારને માંડી આપ્યું. ને ધીરજલાલના રૂપિયાના બદલામાં મગન મા'રાજે ઘર ખંડી આપ્યું.

ધીરજલાલને જૂના ઈતિહાસનો શોખ હતો. જૂનાં ખંડેરમાં રખડીને ઘણી વખત એ સુંદર મૂર્તિઓ જોયા કરતો. પાદરમાં આવેલા પાળિયાના જૂના લેખો વાંચીને, પરગામથી આવેલા ઇતિહાસ-પ્રિય મિત્રો સાથે ધીરજલાલ એક સાંજે પાછો ફરતો હતો ત્યારે 'મોહનમંદિર' પાસેથી નીકળતાં તેણે પોતાના બાળપણનાં સંસ્મરણો તેમને કહી સંભળાવ્યાં હતાં; અને રાત્રે ગામના જુનવાણી ઈતિહાસ, અને આસપાસનાં જૂનાં ખંડેરોનાં અદ્ભુત સ્થાપત્ય અને કલા ઉપર, પોતાના પુસ્તકોમાંથી ધીરજલાલે સુંદર વ્યાખ્યાન જેવું કર્યું હતું.

હવે તો એ શૂન્ય નવા ખંડેર જેવા 'મોહનમંદિર' પાસે એકલો વીરુભા બેઠો હોય,-સગડી પાસે નહિ, એ વૈભવ તો ગયો, બહાર, ધૂળના ઢગલા ઉપર. મોહન ને રતન કમાડ બંધ કરીને અંદર પેસી ગયાં હોય. મગન મા'રાજ તો છોકરાએ કરેલું પાપ નહિ ખમાયાથી, સૌ સાથે જાત્રા કરવા નીકળી ગયો હતો. કોઈ વખત એકલો, અટૂલો, ઘેલા જેવો વાઘજી, મગન મા'રાજની શેરી પાસે રખડતો હોય !

## સ્કૂલમાસ્તર

નવાગામ બાળ હિંદુવિધવાના હૃદય જેવું, તદ્દન ઉજ્જડ અને એકલું હતું. ગામની બહાર નીકળો એટલે ચારે તરફ ગમે ત્યાં નજર કરો, પણ આંખ ઠારે તેવું એકે ઝાડ, લીલી ટેકરી કે સુંદર વાડી કાંઈ જ દેખાય નહિ. ચારે તરફ સુક્કું મેદાન: મેદાનમાં ઝીણાઝીણા છોડવા, પણ બધાજ છોડવા પાન વિનાના અને સુક્કા. ફક્ત ગામના તૂટી ગયેલ જુનવાણી દરવાજા પાસે એક જૂનું મંદિર હતું, અને ત્યાં, કાંટિયા કોમમાંથી વહીગયેલ શરાતનનો અંગુલિનિર્દેશ કરતા હોય તેવા બેચાર પાળિયા ઊભા હતા: અને તે પણ પડુ પડુ જ થઈ રહ્યા હતા.

ગામમાં નિશાળનું મકાન હતું. તે પણ બરાબર આ સ્થિતિને અનુરૂપ હતું. ત્રણચાર બારીમાંથી બે બારીમાં એક જ પડખું વાસી શકાય તેવું હતું: ઉપર પડાળમાં ફાંકું હતું ત્યાં કુંભાર પાસેથી માગી લાવેલ ઠીબકું ઢાંકયું હતું. ધાબો ઉખડી ગયેલ હતો, અને થીગડાં પર થીગડાં આવવાથી મૂળ ધાબાને અને પાછળની મરામતને એવી ગાઢી મૈત્રી જામી હતી કે એકથી બીજાને જુદું પાડી શકાય તેવું ન હતું. બારણા આડે મોટા મોટા પથરા મૂકચા હતા કે જેથી આંકડીની ગેરહાજરીનો લાભ લઈને પવનદેવ બારણા સાથે વારંવાર દોસ્તી કરવા દોડે નહિ.

સવારના નવ થયા હશે. નરભેરામ માસ્તર પોતાના

એક જ પ્રકારના ઘાટીલા સ્વરે ડીક્ટેશન લખાવી રહ્યા હતાઃ ‘ અને આપણી સરકાર બહુ દયાળુ ને ઘણી માયાળુ છે. ’ જ્યાં દીર્ઘ ‘ ઈ ’ આવે ત્યાં સ્વર વધારે પડતો લંબાવવાથી ને હ્રસ્વ ‘ ઇ ’ કે ‘ ઉ ’ માં વધારે પડતું ટૂંકાણ કરવાથી, નરભેરામ માસ્તર માત્ર ચોપડીમાં જ શોભે તેવું ને વ્યવહારમાં મશ્કરી થાય તેવું બોલી રહ્યા હતા.

એટલામાં, ઉપર પડાળમાં ઢાંકેલું ઠીબડું કાગડો ચાંચ મારીને ફેરવી રહ્યો હતો તે તરફ એક છોકરાનું લક્ષ ગયું. બીજી તરફ ‘ સા’બ કોથળી આપો ’ કહીને નાનો ભરવાડ મોટી ડાંગ લઈને નિશાળમાં આવ્યોઃ સામેના બારણામાંથી પગમાં રૂપાની કડલી ખખડાવતો, માસ્તરનો છોકરો ગંગારામ આવતો હતો તેને રમાડવા માટે એક છોકરો દોડયો. પણ ઉપર કાગડાને મારવા માટે એક છોકરે કાંકરી ફેંકેલી તે બરાબર ગંગારામ ઉપર જ પડી, અને તેણે રોવાનું શરૂ કર્યું. જે છોકરો રમાડવા માટે દોડતો હતો તેનો જ વાંક લાગવાથી તેના ઉપર ૧૨૪ અ જેવી કરડી આંખથી માસ્તર જોઈ રહ્યા !

નાનો કોથળી લઈને ચાલતો થયો એટલે પેલા છોકરા ઉપર એ કલમ ઉતરવાની તૈયારી હતી, એટલામાં એક છોકરો આવીને એકદમ માસ્તરનું બાવડું ઝાલી ‘ સા’બ ! સા’બ ! સા’બ ! સા’બ આવ્યા ’ કરવા લાગ્યો. ‘ આવ્યા ’ શબ્દથી ભડકેલું મગજ બારણા તરફ નજર કરે છે, ત્યાં સાંઢ ઉપરથી ઊતરીને પોસ્ટલઈન્સ્પેક્ટર લાલકાકા, નિશાળના ખંડિત પગથિયાં ઉપર પોતે અખંડિત રહી શકે માટે સાવચેતીથી નીચી નજર રાખીને આવતા નજરે પડયા !

તે દિવસે ઈન્સપેકશન તો પતી ગયું. ને લાલકાકા

ચાલ્યા ગયા. પણ માસ્તરને ઇન્સપેક્ટરનો રુઆબ જોઈ ને મનમાં કાંઈનું કાંઈ થઈ જતું હતું.

સાંજે પાંચ વાગ્યા પછી ફળીમાં ખાટલો નાખીને નરભેરામમાસ્તર અને તેનાં વહુ મંજરી બેઠાં હતાં. ખાટલા પાસે ગંગારામ રમતો હતો. મંજરીનું મૂળ નામ મણી હતું, પણ આવડા મોટા ' અમલદાર ' ની વહુને એવું નામ ખરાબ લાગે માટે માસ્તરનાં સાસુએ તે નામ બદલીને ' મુક્તા ' રાખ્યું. અને ' મુક્તા ' બહુ પ્રચલિત હોવાથી, અને પોતે જરાઃ સાહિત્યરસિક હોવાથી, નરભેરામ માસ્તરે એનું રૂપાંતર કરીને છેવટે ' મંજરી ' નામ નિર્માણ કર્યું હતું!

' હવે આપણો પગાર કઈ તારીખે આવશે ? '

ગંગારામ હાથમાં કાંકરો લઈ ને મોઢામાં મૂકવાની તૈયારી કરતો હતો, તેના હાથમાંથી કાંકરો લઈ ને ફેંકી દેતાં મંજરીએ પૂછ્યું. ' હવે આપણો પગાર કઈ તારીખે આવશે ? '

' કેમ ? '

' કહો'તો ખરા. પછી કહું. '

' આપણો પગાર આજ ૨૧ મી થઈ નાં, આવતા મહિનાની દસમી તારીખે. '

' આ વખતે મારી મોહનમાળા, ને ગંગારામનાં ઝભલાં કરાવી નાખવાં છે. અને મારા ઘાઘરા અને પોલકાં. અને આ વખતે, પાંચ બ્રાહ્મણ પણ જમાડી નાખીએ. ગંગારામને બહુ તાવ આવ્યો તે'દીના મેં માનેલા. '

નરભેરામ માસ્તર મનમાં ને મનમાં હિસાબ કરી રહ્યા હતાઃ સાડાતેર લેખે ૭ માસનો નિશાળનો પગાર એકાણી રૂપિયા. અને સાડા ચાર ટપાલના. કુલ એકસો આઠ થયા.

તેમાંથી દેવચંદ શેઠ, અમરચંદ શેઠ, અને કાનજીનાં નામાં ચૂકવ-વાનાં. નવા દાણા લેવાના છે. ઘાસલેટનો ડબો ખૂટયો છે, અને એક હરીકેન લેવું છે. મારાં ધોતિયાં—અને—આ બધું !

'જમીદારની વહુ, વહીવટદારની વહુ, અવલકારકુનની વહુ, બધાએ કરાવી છે નાં, તેવી મોહનમાળા, રૂપાળી ઝીણા દાણાની બહુ સારી લાગે છે હો !'

'અરે પણ ક્યાં જમીદાર, ક્યાં વહીવટદાર ને ક્યાં આપણે ?—આપણે—શું ?'

'—આપણે ય અમલદારોની હારોહાર ઊભવું તો જોઈએ નાં !—આપણે વધુ નહિ કરાવીએ, બંગડીની વાત પછી—એક મોહનમાળા કરાવી લઈએ અને તે પણ ઘરનું રાચ છે નાં ? કેમ કાંઈ બોલતા નથી ? કે તેલમાં માખ ડૂબી ગઈ ?'

'આ વખતે તો મોહનમાળા કેમ કરીને થાય ? બધાનાં નામાં ચુકવવાનાં છે અને–'

'અરે, તમે તો આવા નમાલા કેમ છો ?–હવે નામાવાળો બેચાર મહિના પછી પૈસા લે એમાં શું ? ક્યાં ખોટા કરવા છે ? પણ બધાં ઓઢીપહેરીને ફરે, અને આ શ્રાવણ મહિનો આવ્યો, કુંતેશ્વર દર્શન કરવા સૌની સાથે જઈએ, ત્યારે ખાલી ડોક તો ભૂંડી લાગે બા !'

નરભેરામ માસ્તરે તે મહિનાના પગારમાંથી જ, મોહ-નમાળા ઘડાવી છે. કેટલાક વેપારી પૈસા ખમ્યા છે. કેટલાક વ્યાજ ચડાવે છે. પણ કુંતેશ્વરમહાદેવનાં શ્રાવણમાસનાં દર્શન, સૌની જેમ, મંજરીએ, ડોકમાં મોહનમાળા નાખીને કર્યાં છે. ને વહીવટદારની તથા જમીદારની વહુએ તેની મોહનમાળા વધારે કારીગરીવાળી કહીને વખાણી ત્યારે તેનું હૃદય સંતોષથી ફૂલ્યુંછે !

એકદમ પૈસાદાર થવાની આશામાં નરભેરામ માસ્તરે, ઘણુંઘણું સ્વપ્નાં સેવ્યાં હતાં: પણ સ્વપ્નને મૂર્તિમાન કરવા માટે જે સાહસ ને ઉદ્યોગ જોઇએ તે તેમનામાં મળે નહિ: તેમણે કેટલીક લોટરીમાં ટીકીટો ભરી–પોતાના નામની, મંજરીના નામની, ગંગારામના નામની–પણ સર્વે ટીકીટો નકામી ગઈ! જ્યારે એક વખત તો પોતાના નંબર પછીના નંબરને જ ઇનામ મળ્યું–અને તે પણ રૂપિયા પાંચ હજારનું પહેલું ઇનામ–અધધધ! ત્યારે તો નરભેરામ માસ્તર આખી રાત સૂતા નહિ.

કોઈ વેપારીના મુનીમ તરીકે રહેવા માટે, આફ્રિકામાં જવા માટે, મુંબઈની મુળજી જેઠા માર્કેટમાં ગુમાસ્તા થવા માટે, એવા ઘણા ઘણા અર્ધદગ્ધ પ્રયત્નોની નિષ્ફળતા તેમના જીવનમાં ઘર કરીને રહી હતી: મુંબઈનો મુળજી જેઠા માર્કેટમાં કામ કરતો એક પચાસવરસનો કપોળવાણિયો નવાગામમાંથી અગિયાર વરસની કન્યાને પરણી ગયો, ત્યારે માસ્તરને રૂપિયા પચીસ ને ગંગારામને ઝભલું તે વાણિયાએ ‘ઇનામ’ દાખલ આપેલ; પણ તે સિવાય બીજી એક પાઈ પણ માસ્તરને કોઈ દિવસ મળેલી નહિ. એટલે જીવનમાં ઘર કરી બેઠેલો એ ઊંડો અસંતોષ તેમને ચારે તરફથી ઘેરી રહ્યો હતો!

રબારી, ખેડૂત, વેપારી, લુહાર, સુતાર, કુંભાર, બધાને હિમાલયના જંગલોની જળો જેવા કારકુનો, ઉઘાડે છોગે ચૂસતા અને આવી ‘સારી કામગીરી’ કરવા બદલ અમલદારો એમને ‘પ્રમોશન’ માટે લાયક ગણતા; જ્યારે નરભેરામ માસ્તરનો ‘સાહેબ’ ઠૂંઠા બાવળિયા જેવો, આવે ત્યારથી કાંટા વાગે અને એની છાયામાં ઊભા રહેવાની પણ આશા

નહિ:આવી રીતે નરભેરામ માસ્તરની ચારે તરફ એવું વાતાવરણ ભર્યું હતું, કે, તેમને જીવનમાં સંતોષ વળે નહિ અને ભવિષ્યના જીવન માટે હમેશાં ચિંતા થયા કરે.અધૂરામાં પૂરું 'વ્યવહાર' જાળવવા માટે એમણે જે ખર્ચ માંડેલો તે હમેશાં એમની ઉધાર બાજુ જ નમતો રહે. એટલે એ બધી ગડમથલોથી કંટાળીને ઘણી વખત 'ઘડી ઘેલા છોડી, ઘડમથલ તારા જગતની' એ લીટી ગોખતાગોખતા બારથી બે સુધી માથે ધોતિયું ઓઢીને સૂઈ જતા. અને એમના જીવનમાં આ બે કલાક જ ખરો આરામ મળતો. બાકી પછી તો કાંઈ ને કાંઈ વગર પૈસાનું લફરું સંભાળવાનું હોય જ.

ગુલામના હૃદય જેવી અંધારી રાત જામી હતી: આકાશમાં તારા ચળકતા હતા, પરંતુ તે પણ જાણે કે આશાના બિંદુ જેવા નહિ, પણ નિરાશાના સંકેતચિન્હ જેવા લાગતા હતા: ગાઢઅંધકાર જોઈ ને ગુનો કોઈ દિવસ અજવાળું દેખશે જ નહિ, એવા અનુમાન પર આવવાનું સહેજ જ મન થાય એવી રાત્રિ હતી.આવી અંધારી રાતે નરભેરામમાસ્તર પોતાના ખંડમાં એકલા બેઠા હતા. ભોંમાં દાટેલી પોસ્ટની ટ્રેઝરી ખુલ્લી હતી: પાસે એક ટેબલ પર હરીકેન પડ્યું હતું: અને નરભેરામ માસ્તર ઊંડી ચિંતાથી, એક રજીસ્ટર કવરને આમથી તેમ ફેરવી રહ્યા હતા. ઉપર 'સાડી અગિયારસો રૂપિયાનો વીમો' એ શબ્દ—જાણે સોનાની મૂર્તિ હોય તેવા તેમના હૃદયને આકર્ષી રહ્યા હતા.

પાસે જ એક કાગળ ખુલ્લો પડયો હતો: 'શા માટે તમને નોકરી પરથી ઉતારી ન મૂકવા?' એ વિષે ખુલાસો માગતા તે કાગળ તરફ નરભેરામમાસ્તરની દૃષ્ટિ પડી ને તરત જ

પાછી વળતી હતી: અને એક બીજા કવર ઉપર ઠરતી હતી. કવર સાસુનું હતું. ગંગારામ મંજરી વગેરે સૌ ત્યાં ગયાં હતાં. ગંગારામને મરડો થયો હતો. મંજરીને 'ન્યુમોનિયા' લાગુ પડયો હતો: અને સાસુ પોતે ખાટલાવશ હતા. 'ડૉકટરના બીલના રૂપિયા પચાસ જલદી મોકલજો, જો ફરીવાર મોં જોવું હોય તો,' આવું 'અલ્ટીમેટમ' એમાં લખાઈને આજે જ આવ્યું હતું. હજી તો પોતે પંદર દિવસ પહેલાં જ ત્યાં સાત દિવસ રહી આવ્યા હતા, અને ત્યારે નિશાળનો બંદોબસ્ત કર્યાં છતાં, છોકરાંની સેનાએ કાંઈ હલ્લો કરેલો, તે વિષે તેમનો ખુલાસો માગતો કાગળ તો સામે જ ખુલ્લો પડયો હતો, ત્યાં આ પોતાના ઘરની નવી ઉપાધિ આવેલી જોઈને, નરભેરામમાસ્તર હતાશ બની ગયા. તેમનું મન એક જ ઝંખનાએ ચડી ગયું: 'પૈસા! પૈસા હોય તો આ એકે ઉપાધિ ટકે નહિ. અને એ પૈસા—લગભગ સાડી અગિયારસો રૂપિયા—તેમના હાથમાં આજે જ આવી પડયા હતા. નરભેરામ માસ્તરનો લગભગ છ વર્ષનો પગાર!'

પોતે ઊઠ્યા. પડછાયો હમેશ કરતાં વધુ લાંબો લાગ્યો. તે જરાક ભડક્યા. પાસેના ખંડમાં ખખડાટ થયો. કોઈ આવ્યું કે શું? ઉઘાડા રહેલા ઘઉં ઉપર માત્ર ઊંદર દોડી રહ્યો હતો.

બાર ઉપર બે થયા ત્યારે નરભેરામમાસ્તરના ખંડમાંથી અચાનક 'દોડો! ચોર! ચોર!'ની બૂમો સંભળાઈ; હરીકેન હડફટે ચડી ફૂટી ગયું: ઘાસલેટનો ડબો ઢળી ગયો: અને તેનો ભયંકર ભડકો ચારે તરફ પથરાઈ રહ્યો: 'દોડો! દોડો!'ની બૂમ પડી. ચારે તરફથી સિપાઈસપરાં દોડતાં આવ્યાં: અને સ્વપ્ન જેવો ચોર શોધવા બધી તરફ દોડાદોડ થઈ રહી. સરકારી ટ્રેઝરીમાંથી ચોર બધું ઉપાડી ગયો! પણ

સણુસણાટી બધે એવી હતી કે કોઈએ ચોરી નથી કરી, પણ માસ્તરને સ્વપ્ન લાધ્યું હતું ! ગમે તેમ, નરભેરામ માસ્તરે પચાસ રૂપિયા ગંગારામને તો મોકલી આપ્યા હતા.

બીજે દિવસે સંધ્યાકાળે જ્યારે પોસ્ટલઇન્સ્પેક્ટર લાલકાકા સાંઢ પરથી નીચે ઉતર્યાં ત્યારે તેમને સામે લેવા આવેલ નરભેરામ પ્રત્યે લાલકાકાએ એક એવી કરડી દૃષ્ટિ ફેંકી કે જીવનમાં ગુનો કરવા નહિ ટેવાયેલા, અને હજી વાત રોળીટોળી નંખાતી હોય તો તેમ કરવા તૈયાર થયેલા માસ્તર તો ઊભા ને ઊભા ધ્રૂજવા લાગ્યા !

' માસ્તર ! આ કાંઈ કણબીની ચોરી નથી કે છ મહિના સુધી પત્તો નહિ મળે હો !—જરા ચેતો તો સારું.'

' સા—બ ! હું નિર્દોષ માર્યો જાઉં છું ! ' એટલું કહીને નરભેરામ ચૂપ રહ્યા. પણ તેમની હિમ્મત છૂટી ગઈ હતી. હિમ્મતભેર સામે જોઈ શક્યા પણ નહિ.

લાલકાકા તરત પામી ગયા કે આમાં કાંઈ વધુ તપાસની જરુર નથી : ' માસ્ટર ! ગુપચુપ પૈસા ટ્રેઝરીમાં છોડીને ચાલ્યા જાવ. . .તમારા સારા માટે કહું છું. સાત વરસની કેદ '

માસ્તર ધ્રૂજવા લાગ્યા.

' બસ એટલામાં સમજી જાઓ. '

' પ . . પ . . પ . .પ કરતા નરભેરામ બોલી ગયા : ' પ . . ણ . . પણ સા'બ ! પચાસ રૂપિયા ઓછા છે. '

' પચાસ ઓછા છે ? ક્યાં ગયા ? '

' સા'બ, મારી પત્નીને ન્યુમોનિયા થયો છે—' નરભેરામ વધારે બોલી શક્યા નહિ. તે ધબ દઈને નીચે બેસી ગયા. લાલકાકાએ દસ દસ રૂપિયાની પાંચ નોટો સામે ધરી :

'લ્યો, આ તમારા માટે અને પેલા પચાસ ભલે ઓછા રહ્યા. પણ સમજ્યા કે ? રસ્તો માપી લો.'

લાલકાકાને બતાવી બધું ટ્રેઝરીમાં મૂકી નરભેરામ અકસ્માત મળેલી શ્રીમંતાઈ ત્યાગી પાછલે બારણેથી કોઈ ન દેખે તેમ રવાના જ થઈ ગયા. મૂઠી વાળીને દોડવા જ લાગ્યા. અને અંધારું થતામાં તો આડે અવળે વગડે થઈ કેટલે ય દૂર નીકળી ગયા.

માસ્તરનો પહેલો વિચાર તો ગંગારામને જ મળવા જવાનો હતોઃ પણ લાલકાકાની કરડી આંખ, ફોજદારી હાકલ અને સાત વરસની કેદઃ એ બધાં દશ્યો જાણે મૂર્તિમાન બનીને માથા વિનાનાં ખવીસ હોય તેમ તેમની આગળ નાચતાં હતાં ! કોઈ દિવસ ગુનો કરેલો નહિ, હૃદયની દુર્બળતા પાર વિનાની, આજ દિવસ સુધી સહન કરેલી ગરીબીએ સઘળી ચપળતા હણી લીધેલી, એટલે નરભેરામ તો ધાકમાં ને ધાકમાં જે સ્ટેશન નજીક પડયું ત્યાં પહોંચી ગયા, ને ગમે ત્યાંની ટિકિટ લઈને એક વખત તો સહિસલામતી માટે દૂર–દૂર થઈ ગયા.

નરભેરામ ક્યાં ક્યાં રખડયા ? તેમણે નર્મદાની પ્રદક્ષિણા કરી, ત્રણવખત હિમાલય જઈ આવ્યાઃ જ્યાં જ્યાં ઠીક લાગ્યું ત્યાં ત્યાં સર્વસ્થળે રખડયા. પણ તેમના હૃદયને ક્યાંય શાંતિ વળી નહિ ! રાત ને દિવસ પોતાનું ઘર, વહુ, બચ્ચું, બધાં સાંભર્યાં કરેઃ પાછા ફરવાની હિમ્મત મળે નહિઃ અને પછી તો ધીમે ધીમે એ જીવનને ટેવાઈ ગયા. એમ ને એમ એક બે ત્રણ અને બાર તેર વર્ષ વીતી ગયાં.

એક દિવસ ઉજ્જડ નવાગામની તદ્દન શૂન્ય જેવી સાંજ નમતી હતી. ગામના દરવાજા બહાર ઊભા રહીને લાંબી નજર કરો તો લાગે કે ચારે તરફ એકલી નીરવ શૂન્યતા ખડકાઈ

રહી છે. જાણે કોઈ બોલતું નથી. કોઈનામાં જીવ નથી. ક્યાંય પ્રાણ નથી. એવી ધુમ્મસ જેવી સાંજને વિંધીને એક મુસાફર નવાગામ તરફ ચાલ્યો આવે છે. નમી ગયેલા, અકાલ વૃદ્ધ શરીર પર એક ખડીઓ લટકે છે, પગમાં પહેરવા માટે નહિ પણ ઢસડવા માટે હોય તેવાં મારવાડી પગરખાં છે.

નિશાળ પાસે આવીને તે એક ખાંચામાં વળ્યો. જરાક આશ્ચર્યથી થંભ્યોઃ એક ખડકીમાં જુવાન છોકરો ઊભો હતો. તેને પૂછ્યુંઃ 'નરભેરામ માસ્તરનું ઘર આ ?'

જુવાને ડોકું ધુણાવીને હા પાડી.

'બદલાઈ ગયું લાગે છે' એમ કહીને મુસાફર આગળ વધ્યો. ઘરની ખડકી તદ્દન નવી હતી. ભીંતો સુવ્યવસ્થિત રીતે ધોળ કરેલી હતી. મુસાફર જાણે આ નવાઈ જોતો હોય તેમ ખડકીમાં બેઠો.

અંદર ફળીમાં ખાટલા પર બેસીને એક આધેડ વયનાં બાઈ ને એક ડોસી બન્ને કાલાં ફોલી રહ્યાં હતાંઃ ફળીમાં હમણાં ધાવીને છૂટું થયેલું પાડરડું દોડાદોડ કરી રહ્યું હતું.

'ઓળખો છો ?' એમ મોંમાં આવી ગએલો શબ્દ મહામહેનતે પાછો ગળીને મુસાફર જરાક આગળ વધ્યો : તેની પાછળ જ પેલો જુવાન પણ આવીને ઊભો રહ્યો હતો.

'થોડુંક પાણી પીવું છે !' તેણે કહ્યું. તેના શબ્દોમાં રહેલી લાગણીની ધ્રૂજારી એટલી સ્પષ્ટ હતી, કે સૌ તેની તરફ જોઈ રહ્યાં.

'ક્યાં રહેવું ? કેવા છો ?' જુવાને પૂછવા માંડ્યું. આ જુવાનના ચહેરામાંથી જાણે ફરી નાનો ગંગારામ પ્રગટતો હોય તેમ નરભેરામ માસ્તરને લાગ્યું. તે અનિમિષનેને તેની

સામે જોઈ રહ્યા. 'ગં . . ગા . . રા . . મ!'

આ મુસાફર પોતાને ઓળખે છે, એ જોઈને આશ્ચર્યથી ગંગારામ ચારે તરફ નજર ફેરવી રહ્યો હતો, એટલામાં મંજરી ખાટલા પરથી બેઠી થઈ. મુસાફર સામે થોડીવાર જોઈ રહી. 'આ તો એ જ' તેણે ગાંઠ વાળી. અને તરત પોતાની માને વાત કરી.

માસ્તરનાં વૃદ્ધ સાસુ આગળ આવ્યાં : 'લો! તમે છો? આમ તે પાણી માગતું અવાય? અમે તો કહ્યું કાંઈ ટ્રંકના ટ્રંક ભરીને લાવશો—આવો—આવો.' અને તેણે માસ્તરને બેસવા માટે ખાટલો પાસે ખેંચ્યો.

'કેટલાં દુઃખ વેઠ્યાં, કેવી કેવી મહેનત કરી, ત્યારે ઘર બચ્યું ને ગંગારામ ભણ્યો. આજે જ એનું પરિણામ આવ્યું હતું. તે મૅટ્રિકમાં પાસ થયો હતો. હવે તો સ્થિરમન કરીને રહો.' એવી એવી અનેક વાર્તાઓ—બાર વર્ષના ગાળામાં બનેલી સર્વે—ફરી ફરીને નરભેરામમાસ્તર પાસે વર્ણવતાં, બન્ને સ્ત્રીઓ રડી પડી! જાણે એ ના એ પ્રસંગો આજે ફરીવાર બની રહ્યા હોય!

આ પ્રમાણે નરભેરામ માસ્તર ફરી સ્થિર થયા : પણ તેમના હૃદયમાં એક ડંખ રહી ગયો. જે વખતે મારે કુટુંબને રક્ષણ આપવું જોઇતું હતું, તે જ વખતે મેં તેમને છોડયાં. અને તેમણે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઈ જમાવેલી ઘરની શાંતિ હું ભોગવી રહ્યો છું! આ ડંખે હવે પછી થતી એમની દરેકે દરેક પ્રવૃત્તિની કડક પરીક્ષા લેવરાવી : કોળિયો અનાજ મોંમાં મૂકતાં ઘડી વાર થંભી જાય : 'આજે આ અનાજ મેળવવા મેં શું કર્યું!—અને પોતે ઘરમાં ઝીણા ઝીણા

ઉદ્યોગ કર્યા જ કરે. ક્યારેક પેલી સાંજ સાંભરે ત્યારે ગંગારામને પાસે બોલાવીને બેસારે છે :

'જો ભાઈ! આવી સાંજે મેં તમને છોડ્યા. આજે એ વાતનું મૂળ મેં શોધ્યું છે. નાના નાના ઉદ્યોગનો ઘરમાંથી નાશ થાય તેથી જે ફાલતુ સમય રહે એ અશાંતિ ને ખોટાં સ્વપ્નાં જન્માવે. તેમાંથી ઉત્પન્ન થયેલો ભ્રમ જીવનને નીરસ કરી મૂકે છે.'

નરભેરામ પોતાની શક્તિ પ્રમાણે, પરંતુ બમણા ઉત્સાહથી, કુટુંબને પોષી રહ્યો છે: ઝીણુંઝીણું કામ આખો દિવસ કર્યા કરે છે: પોતે કાંઈક થોડુંઘણું જાણે છે તેવું વૈદું કરે છે: સાંજે કણબીનાં નામાંઠામાં માંડી આવે છે: કણબીનાં દાણાદુણી વેચી આવે છે: રાંઢવાં તૈયાર કરે છે: ખાટલા ભરે છે: વણે છે: ચોમાસામાં વાડા કરે છે: અને એ ઉપરાંત ગરીબગરબાંને મદદ કરે છે. એવા એવા નાનાનાના ગૃહઉદ્યોગમાં એનું જીવન એવું ઓતપ્રોત થઈ ગયું છે કે વ્યર્થ સ્વપ્ન માટે, કે ખોટી સ્પર્ધા માટે તેના જીવનમાં અવકાશ જ નથી.

ગામડામાં એનું સ્થાન જાણે ખાલી જ પડ્યું હતું. તેણે આવીને તે પૂર્યું એટલે એ ગામડાને શિક્ષા ને દીક્ષા મળ્યાં, અને તેને રોટલો મળ્યો; સાચો ને સ્વતંત્ર. નવાપવનના મોજાંને નરભેરામ વધાવે છે, પણ તરત બોલે છે કે ગામડાના હરેક પ્રકારના જીવનમાં અને કાર્યમાં ઓતપ્રોત એવો માણસ જ એને સાચી દિશા બતાવી શકશે.

## કેદારનાથ ભૈયો
[ રે ખા ચિ ત્ર ]

કેદારનાથ ભૈયો ઇ. સ. ૧૮૫૭નો જીવાત્મા હતો. એણે કોઈ દિવસ કોઈને કહ્યું ન હતું કે તે ક્યાંનો હતો પણ ઘણું કરીને અયોધ્યા તરફનો હતો. બીજા ભૈયા કરતાં એની વિશિષ્ટતા એ હતી કે તેને રામાયણ કરતાં મહાભારત વધારે વહાલું હતું. એ બહુ જ ઉદાર હતો. પોતાના વીસપચ્ચીસ રૂપિયાના ટૂંકા પગારમાંથી પણ ગૌગ્રાસ ને શ્વાનભાગ નિયમિત કાઢતો. બરોબર સવારના ચારના ઘંટે ઉઠીને ભૈયો ભજન કીર્તન શરૂ કરતો. રાણીમીનલની બંધાવેલી અત્યંત સુંદર એક વાવ હતી ત્યાં જઈને મોટીશિલા પર બેસી પોતાનાં કપડાં ધોતો. એનાં ધોતિયાં ગેરુથી રંગ્યા હોય તેવાં લાલચટક રહેતાં.

ભૈયાને નાનાં છોકરાં બહુ જ વહાલાં હતાં. કોઈ દિવસ શનિવાર સોમવાર ચૂક્યો છે એ બને જ નહિ. છોકરાં ભેગાં કરી દર શનિ–સોમ ટોપરું ને સાકર વહેંચતો ને પછી પોતે ભજન ગવરાવતો. એના કંઠમાં મીઠાશ ન હતી પણ ઘેરી ગંભીરતા હતી. એક ધોતિયું પહેર્યું હોય, એક ધોતિયું ઓઢ્યું હોય, ધોળા નિમાળા સૂર્યોદયના કિરણમાં પ્રકાશતા હોય ને ચાખડી પર ચડીને ભૈયો વડની ઘટા વચ્ચે આંટા મારતો હોય. એની ઓરડી ભાગ્યે જ ૧૦×૧૦ હશે, પણ એટલી સ્વચ્છ ને સુંદર સજાવટ ભરેલી કે તમે ત્યાં બેસવા જાઓ તો એની સાદી સ્વચ્છતા તમારા મનમાંથી દિવસોના દિવસો

ખસે નહિ. એ પોલીસનો જમાદાર હતો. કડક કહેવાતો પણ એની પ્રમાણિકતા ને સચ્ચાઈ પાસે ભલભલા પાણી ભરતા. એને કોઇ ખાસ મિત્ર મળે નહિ. કોઈ એનો દુશ્મન નહિ. એક વખત એણે ખુદ દીવાનને પણ કહેલું ' સાહેબ, યે રોટીકી નૌકરી કી કયા બીસાત હય ? સત્તાવન કે દંગેમેં જિન્હે સબ કુછ ફ્ના કર દીયા હય, ઉસસે કોઈ અન્યાય કી આશાહી રખના નિરર્થક હય. '

કેદારનાથ સ્પષ્ટવક્તા હતો. જે કહેવાનું હોય તે મોં પર જ કહેતો. પાછળથી કોઈની વાત કરતો નહિ તેમ કોઇ કરવા આવે તો સાંભળતો પણ નહિ. આટલું છતાં એ કાનનો જરાક કાચો હતો. એક વખત કોઈએ કહેલું કે એક મકરાણીએ ગાયને મારી નાખી છે, ને જે કોઈ એ રસ્તેથી નીકળે છે તેને બંદૂક બતાવીને ભગાડી મૂકે છે, ત્યારે મકરાણીના નામથી ડરીને સપાઇ સપરાં આડાંઅવળા થવા લાગ્યાં, પણ ભૈયો કેદારનાથ પોતાનો યુનીફોર્મ સજ્જ હાથમાં બંદૂક લઈ, જાણે કોઈ ધર્મ-યુદ્ધ ખેલવાનું હોય એવા ઉત્સાહથી મકાનનાં પગથિયાં નીચે ઉતર્યો. એ વખતે એના છોકરાની વહુ થોડા દિવસ માટે આવી હતી ને છોકરાનો છોકરો—ચાર પાંચ વર્ષનો આંગણાંમાં રમતો હતો. વૃદ્ધ ભૈયાએ તેને તેડયો ને જાણે છેલ્લીવારનું હેતથી રમાડી લીધું. એ દૃશ્ય જોઇને પાણીભરનારી સ્ત્રીઓ પણ થંભી ગઈ હતી ને કેટલીએ આંખો આંસુથી ભીની થઈ ગઈ હતી. પછી તો એ પ્રસંગ નિર્વિઘ્ને પસાર થઈ ગયો. પણ ભૈયામાં સાચું તેજ છે તેની સૌને ખાતરી થઇ ગઈ. ભૈયાની યુનીફોર્મની સજાવટ જુવાનને શરમાવે તેવી હતી. તે ચાલતો ત્યારે પણ એની મસ્તીમાં રહેતો. ઓરડી પાસે ઊભેલો જુઓ

ત્યારે ભૈયો સાદો સ્વચ્છ અને શુદ્ધ બ્રાહ્મણુ લાગતો પણ જ્યારે યુ-નિફૉર્મ ધારણ કરતો ત્યારે તેની કાંતિ કાંઈ ઔર ખીલી નીકળતી.

ખરી મોજ તો એ રંગમાં ચડયો હોય ને તુલસીકૃત રામાયણુની ચોપાઈ બોલતો હોય ત્યારે એને સાંભળવામાં હતી. જો કે એ પોતે મહાભારતના યુદ્ધનો શોખીન હતો, છતાં વારંવાર રામકથા બહુ સરસ રીતે વાંચતો. ભૈયાએ એક વખત હસવા જેવી વાત કહી હતી. એ જ્યાં રહેતો ત્યાંથી થોડે દૂર નાની સરખી ઓરડીમાં એક ધોબી અને ધોબણુ રહેતાં. બન્નેને એક બીજા ઉપર બહુ જ પ્રીતિ હતી. સાથે શ્રમ કરવાનો એટલે એ પ્રીતિએ ઊંચા પ્રકારની કુમાશ પણ ધારણ કરી હતી. એટલે સુધી કે સંસ્કારી કુટુંબમાં ન હોય એટલી એક બીજા પ્રત્યે બન્નેને લાગણીભરી મમતા હતી. પણ તે ગરીબ હતાં. ઘણી મહેનત કરવા છતાં ભાગ્યે જ પોતાનું પેટવડિયું કાઢી શકતાં. એટલે એક દિવસ જ્યારે એમની ઓરડીમાં રડ-કકળ ને તડામાર સાંભળ્યાં ત્યારે ભૈયો ત્યાં દોડયો ગયો. જઈને જુએ છે તો ધોબણુ ધોબીને મારે છે ને ધોબી ધોબણુને મારે છે. ભૈયો તો આભો જ બની ગયો.

' કયા હય, ગરબડ કયું કરતે હો ? '

' અરે, માબાપ, જમાદાર સાહેબ ! લોટ નથી ને મારો પીટચો કહે છે રોટલા ઘડી લાવ ! '

' અરે, માબાપ, જમાદાર સાહેબ ! સવારે બે રોટલા ખાઈ ગઈ પછી લોટ કયાંથી હોય ? '

ભૈયા કેદારનાથે તેમને એક રૂપિયો આપ્યો. મહિના દિવસ પછી ધોબીધોબણુને બીજી લડાઈ થઈ. આ વખતે ધોબીને ભજીયાં ખાવાં હતાં ને ઘરમાં ચણાનો લોટ ન હતો.

ઉદાર ભૈયાએ ચણાનો લોટ મોકલ્યો ને અજમાનાં પાન પણ આપ્યાં. ત્રીજી વખત લડાઈ થઈ ત્યારે પણ ભૈયાએ મદદ કરી. પણ ત્યારપછી તે ગુપચુપ ઓરડીની બહાર ઊભો રહ્યો તો લુચ્ચી ધોબણ હસતી હતી : ' મેં તને ન બતાવ્યું હોત તો તું સમજત ખરો ? '

' પણ જમાદાર બિચારો બહુ સારો છે ! '

' કલીયા વાઘરીને પૂછી જો. રોજ ચીભડાં પડાવે છે ! '

' ના, પણ તો ય સારો છે. '

ભૈયાની આંખ ઊઘડી ગઇ: ' ઓત્તારીની ! આ તો બૂઢા ભૈયાને છોકરાં બનાવે છે ! '

એટલે જ્યારે ચોથી વખત લડાઈ થઈ ત્યારે ભૈયો કેદાર-નાથ રામાયણ વાંચવા બેસી ગયો. ધોબી ધોબણ વધારે વધારે શોરબકોર કરવા લાગ્યાં તેમ તેમ ભૈયાનો સૂર પણ ચડતો ગયો !

કેદારનાથે કોઈ પણ દિવસ એક પૈસાની લાંચ લીધી છે એમ સાંભળ્યું ન હતું.

એ ગામમાં બહુ જ ગરીબ એક બ્રાહ્મણ રહેતો હતો. એવો ગરીબ કે કોઈ બે ધોલ મારી જાય તો મોંમાંથી હરફ પણ કાઢે નહિ. એને રહેવા માટે ઘર ન હતું; સૂવા ઝૂંપડું ન હતું; બેસવા માટે ક્યાંય ઠેકાણું ન હતું. ધર્મશાળાની ઓરડીમાં એ પડ્યો રહેતો. ગામમાંથી લોટ દાળ માગી લાવતો. કૂવા ઉપર નાહી લેતો. મંગાળે રસોઇ કરીને જમી લેતો. એ બ્રાહ્મણે શું વાંક કર્યો તે તો આજે બરાબર યાદ નથી, પણ ગામમાં વાણિયાની વસ્તી વધારે હતી. એ સંપીલી જાતનો કોઈ માણસ બ્રાહ્મણને હાથે અપમાન કે અન્યાય પામ્યો હશે; અથવા એવું કાંઇક થયું હશે. દીવાન પણ વાણિયા હતા.

એમણે રાતે બોલાવીને બ્રાહ્મણને એવો ધમકાવ્યો કે બિચારો ત્યાં ને ત્યાં રોઇ પડ્યો. નબળાહૃદયનો હતો એટલે ઘેર પહોંચ્યો ત્યાં તો એને કોલેરા જેવું થઈ પડ્યું. ત્યારપછી એ બ્રાહ્મણ એવી તો કંગાળિયત ભરેલી હીનઅવસ્થામાં રહેવા લાગ્યો કે એના કરતાં તો ભગત ભિખારી ને કૂતરાં પણ સારાં રહેતાં. ઊગતાસૂર્યને પૂજનારા ગામ લોકોએ એના પર દીવાનની કરડી આંખ છે એટલું જાણતામાં તો, મદદ આપવી બંધ કરી દીધી. ભૈયા કેદારનાથે એક વખત સત્યનારાયણની કથા કરી ત્યારે આ બ્રાહ્મણને જ બોલાવ્યો. કેટલાક કહેતા કે ભૈયાને ખબર ન હતી, પણ એ વાત માની ન શકાય. ગમે તેમ હો, ભૈયો પોતાને ત્યાં બધા મહેમાનોને રાતે આવવાનું આમંત્રણ આપી આવ્યો. તેમાં દીવાન પણ હતા. અને ભૈયા તરફની કાંઈક પક્ષપાતવૃત્તિથી ખેંચાઇને સૌ આવ્યા હતા. પણ ત્યારપછી કહેવાતું કે ભૈયા ઉપર દીવાનસાહેબને જરાક રોષ હતો. એટલું છતાં ભૈયો એકદમ હોળીનું નાળિયેર થાય તેવો ન હતો. એનામાં દંડીશક્તિ પણ અજબ હતી. દીવાનને ભૂંડહાલ નીકળવું પડ્યું ત્યારે સ્ટેશને એકલો ભૈયો જ ગયેલો! દરબારે ઠપકો આપ્યો ત્યારે ચોખ્ખું સંભળાવેલું કે 'સાહેબ! વર્ષો થયાં સિપાઇગીરી કરી છે માટે ટેવ જ પડી ગઈ છે કે જે કોઈ દુઃખમાં હોય તેની મદદે ઊભું રહેવું. એ ટેવ તો હવે મારી સાથે જ દફન થાશે.'

ભૈયાને વ્યાજ લેનાર માણસ પ્રત્યે બહુ જ તિરસ્કાર હતો. એક વખત કોઇએ વિવાહમાં આમંત્રણ આપેલું—ઘણું-કરીને નગરશેઠનું જ હતું—તે ભૈયાએ પાછું વાળ્યું હતું: 'હમ લોક એસે ગીધ ગીધડે'કે વ્યાહમેં કભી જાને વાલે નહીં.'

વ્યાજ વટાવના ધંધાને એ ગીધડાંનો—મુડદાં ચૂંથવાનો ધંધો જ કહેતો. પોતે વ્યવહારનો એવો ચોખ્ખો હતો કે કોઈની એક પાઈ પણ લેતો નહિ. ઉધાર તો કોઈ ચીજ લેતો જ નહિ.

ભૈયાનું છેલ્લાં વર્ષોનું જીવન જરાક કડવું ને કરુણાંત બની ગયું. એવું બન્યું કે કુસંગને લીધે એક બ્રાહ્મણી વિધવાને મહિના રહ્યા. આ વાતની ભૈયાને ખબર પડી. એક તો નાનકડા ગામમાં આવી વાત છાની રહેવી મુશ્કેલ. અને એમાં ભૈયો તો બહુ જ ચકોર હતો. તથા પોતાની આસપાસ હમેશાં વિશ્વાસુ માણસો પણ રાખતો. ભૈયો નાનપણમાં કાંઈક રસિક ખેલ ખેલ્યો હશે કે પછી એણે પાળીને મોટો કર્યો હશે પણ ભૈયાજીના દીકરાને નામે ઓળખાતો એક જુવાન છેલ્લાં થોડાં વર્ષો થયાં એની સાથે રહેવા આવ્યો હતો. ભૈયાને એ છોકરા પર પ્રીતિ પણ હતી. એને પરણાવ્યો હતો. પણ પછી બન્નેને ફાવ્યું નહિ અને તે જુદો રહેવા ગયો. ભૈયાએ બ્રાહ્મણીના કિસ્સામાં એવો સખત જાપ્તો રખાવ્યો કે પોલીસ તે કેસને બરાબર નજરમાં રાખી શકી.

પણ બન્યું એવું કે છેક છેલ્લી ઘડીએ પોલીસ પોતાનો ધર્મ ચૂકી. અને પાપને ગુપચુપ કરી દેવામાં ભૈયાએ પણ મદદ કરી. લોકવાયકા હતી કે ભૈયાએ લાંચ લીધેલી. પણ ભૈયો પૈસાનો મોહ તો જીતી ગયો હતો એ વાત નિઃશંક હતી. સાચી વાત એટલી જ હતી કે બ્રાહ્મણીએ ભૈયાના છોકરાનું નામ આપ્યું હતું. અને કાંઈક વૃદ્ધ થવાથી, તેમ પહેલેથી જ લાડમાં ઉછારેલ પોતાના સ્નેહતરુ પર આવતો કુહાડીનો ઘા જોવાની અશક્તિ હોવાથી, ભૈયો આ વાતમાં તદ્દન શાંત બની ગયો ને નિયમ પ્રમાણે પૈસાએ પાપને ઢાંકી દીધું!

પણ ત્યારપછી ભૈયાની પ્રતિષ્ઠા ને કીર્તિ ઝાંખાં પડયાં હતાં, ને પહેલાંના દુશ્મનોએ તેને સતાવવાની પણ તૈયારી કરી હતી.

એક વખત એક વ્યાજખોર વેપારી કણબીના ઘર પર જપ્તી લઈ ગયો. આ કણબીની ડોશીએ ભૈયાને હમેશાં ચોખ્ખામાં ચોખ્ખાં દૂધ અને ઘી આપ્યાં હતાં. આખા ગામમાં એ ઘર વ્યવહારમાં પ્રમાણિક હતું. ભૈયો પોતે એને જપ્તીના ખબર આપી આવ્યો. ને બચાવી શકાય તેટલું બચાવવાની સૂચના પણ કરી આવ્યો. બીજે દિવસે સવારે વેપારી ભૈયા પાસે આવ્યો ત્યારે ભૈયાએ કહ્યું 'હમ નહિં આનેવાલે!'

વેપારીએ તાડ મારી: 'અરે, કેમ નહિ આવો? હમણાં ફોજદાર—ન્યાયાધીશને ખબર કરું. લાંચ લઈ લઈને ઘર ભરવાં છે કાં?'

'અચ્છા, ચાહા સો બોલો, હમ્ નહિ આનેવાલે.'

ફોજદાર—ન્યાયાધીશને તેડીને વેપારી આવ્યો ત્યાં ભૈયાએ આખી કોટડીનો સમાન નીચે ફળીમાં રાખી દીધો હતો. યુનિફૉર્મ ઉતારીને દૂર મૂકી દીધો હતો. પોતે પોતાનું સાદું ગેરવા રંગનું ધોતિયું ઓઢીને ખુલ્લે માથે ઉભો હતો.

સૌને આવતા જોયા, એટલે ભૈયો બે કદમ આગળ વધ્યો: દુઃખ ભરેલા સ્વરે બોલ્યો: 'સાહેબ! યે હમેરા રાજીનામા. અબ હમ લોગ નોકરી કે લીયે નાલાયક હો ગયે.'

'અરે! એમ તે કાંઈ થાય ભૈયાજી!' ન્યાયાધીશે કહ્યું: 'એ તો તમારે જ જાવું પડે.'

'નહિ સા'બ હમ નહિ જાનેવાલે, આપ ચાહાસો કર સકતે હો.'

'પણ કાંઈ કારણ ?'

'કારણ કી ક્યા બાત હે ? યે હમારા રાજીનામા. યે હમારા યુનીફોર્મ. હમ આપસે હાથ જોડતે હય.'

બીજે દિવસે પોતાનો સઘળો સામાન છોકરાને સોંપી ભૈયો કેદારનાથ ત્યાંથી ચાલી નીકળ્યો. ત્યાર પછી એનો પત્તો લાગ્યો નહિ.

એના ગયા પછી સૌએ કહ્યું કે ભૈયો સાચો હતો. ભૈયા કેદારનાથની ગેરવા રંગનું ધોતિયું પહેરેલી, સૌમ્ય મૂર્તિ ઘણી વખત દેખાય છે. ને વહીજતા સમયની છેલ્લી નિશાની હોય તેમ દુઃખ ભરેલું મધુરહાસ્ય કરતી સામે ખડી થાય છે. એના ગયા પછી ફેલાયલી પેલી લોકવાયકામાં રહેલું અર્ધું સત્ય તો, એ કાલ્પનિકમૂર્તિ રજુ નહિ કરતી હોય કે ?

એ લોકવાયકા એમ હતી કે રાજીનામું આપ્યું તે દિવસની આગલી રાતે, ૧૮૫૭ના દંગાનો, એકલડોકલ એનો કોઈ દુઃખી સાથી, ત્યાં આવી ચડ્યો હતો. અને એ જોઇને એને એના દુઃખભર્યા એકલપ્રવાસમાં સાથ આપવા ભૈયો એવો અધીરો બની ગયો કે તેણે રાજીનામું આપ્યું ને તે જ રાતે બન્નેએ સાથે પ્રયાણ કર્યું; ક્યાં ? . . . કોને ખબર ?

## ડોસો ભરવાડ

[ રે ખા ચિ ત્ર ]

માથે શેલું વીંટાળેલું, પાસાબંધ કડિયું પહેરેલું, ખભે ધાબળો. દસે આંગળીએ રૂપાના કરડા ને વેઢ, હાથમાં મોટી કડિયાળી ડાંગ અને જાડું અગસરાશાઈ ટૂંકું ધોતિયું પહેરેલું, ડોસા ભરવાડનું, લગભગ સિત્તેર વર્ષનું ખડતલ, કદાવર, ખુશાથી છ ફીટ ઊંચું શરીર, કલ્પનાની સામે રજુ થાય છે. એટલો ઊંચો અને મજબૂત રબારી ત્યારપછી ક્યાંય જોવામાં આવ્યો નથી. ગિરનારના મેળામાં ત્રણ વખત જઈ આવ્યો નેં ત્યારે તો દૂહાની રમઝટ બોલાવનારા અનેક ગોકળી ગામડામાંથી આવતા પણ ડોસા ભરવાડ જેવો પંજાબી દેહ કોઈ દિવસ નજરે ચડયો નથી. એના શરીરનો વર્ણ ગૌર, નાક અણિશુદ્ધ, આંખ મોટી રાતી, પણ મીઠી માયાથી ભરેલી અને શંકર ' ડાડા 'ની પરમ ભક્તિ. ડોસો ભરવાડ ' દાદા ' ને ' ડાડા ' જ કહેતો. શુદ્ધ ઉચ્ચાર એને શીખવાડયો હતો, છતાં એ કહેતો કે મને ' ડાડા ' કહ્યા વિના બરાબર મજા નહિ આવે. ડોસો ભરવાડ અમારા કુટુંબનો વગર તેડયો હમેશનો મહેમાન હતો. જે દિવસે વાઘમાં ન જાય તે દિવસે તો બપોરે બાર વાગે આવીને બેસે તે છેક સાંજના પાંચ સુધી જુદી જુદી વાતો કરે. વચ્ચે એક કલાકની નિદ્રા પણ ત્યાં ભોં ઉપર જ ધાબળો ઓશીકે મૂકીને કરી લેવાનો. શિયાળો હોય ત્યારે તો રાતે એકાદ કલાક ચોક્કસ આવવાનો.

ધૂણી માટે બકરાની લીંડી પણ લાવતો ને કોઈ બકરું કે ગાય વિયાણું હોય તો ખીરું પણ લાવે. ડોસો અનુભવી ને વૃદ્ધ રબારી હતો. કાળે દકાળે એણે ગર પણ વેઠી હતી. એ ગિરના જંગલને ' ગર ' જ કહેતો. એક વખત એણે સિંહના હુમલાની વાત કરી હતી.

' ભાઈ—'ડોસો વાતની શરૂઆત હમેશાં આવી રીતે કરતો–' ભાઈ, અમે તો ત્રણ આદમી આખી રાત ધ્યાન રાખીએ પણ બીક તો બહુ લાગે. એમ થાય કે એ આવ્યો, આંહીંથી આવ્યો, એ બાકરામાં પડયો. પણ ઈ વખતે અમારી પાસે બે કૂતરા બહુ સારા હતા. એક વખત તો ખરેખર આવ્યો. મને ઝોકું આવી ગયેલ ને ' બેં ! ' સાંભળતાં એક-દમ બેઠો થઈ ગયો. બાકરાં ને ઘેટાં તો દોડવા માંડયાં હો, ને કૂતરાં બેય ભૂરાયાં થઈને ભસવા માંડયાં, જ્યાં જોઉં છું ત્યાં તો થોડેક છેટે, વાડાના ખૂણામાં, ભાઈ, ઘેટું મોંમાં ને પાછો વાડ ઠેકવાની તૈયારી કરે. ગોફણ ચગચગાવીને બરા-બરની ઠબકારી. પણ ગમે તેમ તોય વનનો રાજા—એમ કાંઈ દાદ દીયે ? અમે તો ત્રણે જણાએ હોકારા બોકારા શરૂ કર્યા, કૂતરાં જોરથી ભસવા માંડયા ને ગોફણના તો ઘા ઉપર ઘા વરસાવવા માંડયાં. લાકડું સંકોરીને દેવતા ચેતાવ્યો પણ ભાઇ આંખ સામી નજર ન મંડાય હો. ગોફણના ઘાની ઝીક ઝીલાણી નહિ એટલે ભાગ્યો. પણ વાડ કૂદીને આવ્યો ત્યારે તો ખાલી હતો. હવે તો ઘેટાનો ભાર થયો. મોયા મૂકાય પણ નહિ, એટલે વાડ ઠેકયો તો ખરો, પણ વાડ બહુ પહોળી અટલે પડયો વચમાં. પછી તો અમે પહોંચી ગયા. ને ગોફણ ને ડાંગના ઘા શરૂ કર્યા. પણ બહુ જબરો. ધરાર ઘેટું

લઇને ભાગી ગ્યો ! પણ પછી કોઈ દિવસ અમારા નેસની પાસે આવવાની હામ ભીડી નહિ.'

આવો શાંત ફિલસૂફ જેવો અનુભવી વ્યવહારકુશળ ડોસો પણ જુવાનીમાં જુદી જ જાતનો હતો. એણે કોઈ દિવસ કહ્યું ન હતું, પણ એની નાતમાં વાત થતી કે ડોસો જુવાન હતો ત્યારે રાસ–રાસડાનો બહુ રસિયો હતો. શ્રાવણ મહિનામાં તો રાતે ઠેકાણે ઠેકાણે રાસ લેતો ફરે. એના ફળી પાસે રબારણો રાસડા લેતી તેમાં પણ ડોસો ભળી જતો. અનેક ગોપીઓ વચ્ચે એકલા કનૈયા જેવો ઘૂમી રહેતો. એમાંથી એને મીણાં સાથે પ્રીતિ થઇ. મીણાં બહુ નમણી બાઇ હતી. એનું શરીર બહુ જ સપ્રમાણ હતું. અને એમાં એનો ધાબળિયો વેષ પણ એટલો જ સારો ઓપી ઉઠતો. મીણાંને અને ડોસાને પ્રીતિ તો થઈ–પણ એની નાતના રિવાજ પ્રમાણે કે પછી બીજા કોઈ કારણે, મીણાં, ડોસાના મોટાભાઇને પરણી. ત્યારપછી ઘણા સમય સુધી ડોસો ગરમાં જ રહેતો. અને ઘેર આવતો પણ બે ચાર દિવસ રોકાઇને કોઈ ગામતરું શોધી કાઢતો. મીણાં આ સઘળું સમજતી પણ એ બાઈ દિલની સાચી હતી, અને ડોસો પણ ભગવાનના અપરાધી ન થવાય માટે નિત્યજાગૃતિ રાખતો. એ પ્રમાણે પાંચ–છ વર્ષ વીતી ગયાં. મીણાંને છોકરી થઈ, પણ એટલામાં ડોસાના મોટાભાઇને એક દી સીમમાં વાઘે ચૂંથ્યો અને તે ખાટલે પડયો. અને એમાં ને એમાં મરી ગયો. ત્યાર પછી ડોસો ઘરમાં કરતાકારવતા થયો. મીણાંએ એની નાતના ધોરણ પ્રમાણે દેરવટું વાળ્યું ને ડોસાના ઘરમાં બેઠી–પછી તો એમણે બીજો માલ પણ કર્યો; કાળે

દુકાળે ગર સાથે વેઠી, ને એક વખત ઘેટાં બાકરાંમાં રોગ-ચાળો ફાટયો ત્યારે ભિખારી જેવાં બનીને, મદદ માટે ઘેરઘેર રખડયાં પણ સાથે. છેવટે ઘરેણાં માલ ને ઘર સઘળું ગુમાવી બાર આનાની ભાડાની કોટડીમાં રહેવા લાગ્યાં.

ડોસો અમારે ત્યાં આવતો ત્યારે એના પર આટલા સંસ્કાર વીતી ગયા હતા.

જ્યારે સઘળો માલ મરી ગયો ને માત્ર બે ચાર બાકરાં રહ્યાં ત્યારે ડોસો થોડો વખત એક સ્ટેશનમાં સાંધાવાળા તરીકે નોકર રહ્યો હતો.

પણ એ સીમનો સ્વતંત્ર જીવાત્મા હતો. એને આ નોકરી ફાવે નહિ. અને એમાં પણ રાતે સ્ટેશનનાં માણસો ચોરની પેઠે કોથળા ફાડે એ એને બિલકુલ ગમે નહિ.

ધીમે ધીમે એણે પંદરવીસ બકરાં લીધાં. જે દિવસે રાજીનામું આપી પોતાનાં બકરાં લઈને તે ચારવા નીકળ્યો તે દિવસે સડક ઉપરથી ફરીને આવતાં અમારે તેનો ભેટો થઈ ગયો. એના ચહેરા ઉપર સાચી પ્રસન્નતા હતી. અને મોં પણ હસું હસું થઈ રહ્યું હતું. ‘ ભાઈ, અમે તો ભરવાડ, સીમનાં રોઝ, અમને આના વિના ફાવે નહિ ! ’ ત્યારપછી ડોસાએ કોઈપણ દિવસ કોઈની નોકરી કરી ન હતી.

ડોસામાં એક મહાન ગુણ હતો. જો કે અખાની પેઠે એ ગુણની કદર કરવામાં લોક પાછા પડે છે એ જોઈને એને અંતરમાં વિષાદ પણ થયો હતો. છતાં એ છેવટની ઘડી સુધી પોતાપણું જાળવી શકયો હતો.

ડોસો દૂધમાં કોઈ દિવસ દગો કરતો નહિ. આ એનો ગુણ એટલો પ્રસિદ્ધ હતો કે ડોકટરો પણ ઘણી વખત ડોસાના

દૂધની જ ભલામણ કરતા. એક વખત મુંબઈનો કોઈ દર્દી ગામડાની હવા ખાવા માટે પોતાના સગાવહાલાંને ત્યાં આવ્યો હતો. અને દૂધ ઉપર રહેવાનું હોવાથી, ડોસાની પાસેથી જ દૂધ લેતો. ડોસો પ્રમાણિકપણે એને દૂધ દેતો. અને આવા મુંબઈના શેઠીયા છે તે સાજા થાશે તો આપણુને જશ મળશે ને વખતે કાંઈક મદદ કરશે એવી ડોસાના દિલમાં છાની છાની અભિલાષા પણ હતી.

પેલા ભાઈ વકીલ હતા અને એક વખત ડોસાને વકીલનો ખપ પડયો. તે રાતે ડોસો અમારે ત્યાં આવ્યો ત્યારે કાંઈ બોલ્યો નહિ પણ એના ચહેરા પર ઉદાસીનતા છવાઈ ગઈ હતી. બહુ આગ્રહ કર્યો ત્યારે એટલું જ બોલ્યો કે, 'શંકર દાદા સિવાય બીજા કોઈની આશા રાખવી એ જ આપણી ભૂલ છે. આજકાલનાં ભણેલ માણસ તો અમને કાળ જેવાં લાગે છે. એની ગમે એટલી સેવા કરો પણ વખત આવ્યે એ ફરી જવાનાં.'

સાચી હકીકત શી હતી તે તો આજે બરાબર યાદ નથી, પણ ડોસાએ વગર પૈસે વકીલની સલાહ કે મદદ માગી હશે એમ લાગે છે. અને હરેક શબ્દ માટે પૈસા લેવા ટેવાયલો વકીલનો આત્મા આ જંગલી રીત સામે બંડ કરવા તૈયાર થયો હશે. ગમે તેમ, ડોસાએ એક પરમ સત્ય તો કહ્યું હતું, કે ભણેલાઓએ ગમે તે કારણે હૃદયની કુમાશ ગુમાવી છે. કદાચ એના એ વકીલ સાહેબે, ડોસાને આપ્યા તેના કરતાં પાંચગણા પૈસા ખરચીને અરધું શુદ્ધ દૂધ ખરીદ્યું હોત. હાલની સંસ્કૃતિના વિનાશમાં સૌથી અગત્યનો ભાગ વકીલ અને ડોકટર જ ભજવશે. પહેલાએ આત્માને ઠગવાની કળા પ્રાપ્ત કરી છે; બીજાએ શરીરને.

એક વખત ડોસાને નિવૃત્તિમય શાંતજીવનનો મોહ થયો હતો. શંકરડાડાને મંદિર બેસીને માળા ફેરવું ને ઉપાધિમાત્ર છોડી દઉં એમ મનમાં થઈ આવ્યું હતું. ભોળા ભરવાડે અમારા ઘરને સલાહ સ્થાન તરીકે પસંદ કર્યું હતું. જરાજરા ટંડી હતી, શિયાળાની રાત્રિ હતી, અને અમે સૌ ધૂણી પાસે બેસીને તાપતા હતા. તે વખતે ડોસાએ કહ્યું, 'દાદા, હવે તો એમ થાય છે કે જાણે શંકર ડાડાને મંદિરે બેસી જાઉં. સાધુ સંત આવશે તેની સેવા કરશું ને વાહ વાહ.'

'પણ પેટનું ભાડું ?'

'છોકરો તો જાણે મોટો થઈ ગયો છે. વાઘમાં આઢે છે. ને વહુ કાંઈ છોકરાને ભારે પડે એમ નથી. બે પૈસા કામીને આપે એવી છે. એટલે હું ડાડાને મંદિરે બેસું તો છેવટનો મામલો સુધરી જાય. આપણે સૌ કરમચાંડાળ તો છીએ.'

અજ્ઞાન ભરવાડના મોંમાં સાંભળેલો ફિલસૂફીનો ઊંચામાં ઊંચો શબ્દ 'કરમચાંડાળ' આજે પણ યાદ આવે છે.

'ત્યારે એમ કરો, ડોસાભાઈ! મંદરે જ બેસી જાવ. સૌથી સારી મજા—તૈયાર રોટલા તો સ્વામીનારાયણના મંદિરમાં મળશે.'

'અરે ! કાંઈ વાત છે? બટકું રોટલા માટે ધરમ છોડું ? હું તો શંકરડાડાને મંદરે જ બેસીશ. ત્યાં બેસીને નિરાંતનો રોટલો મારે ખાવો નથી. ઈ તો ભેખધારી સાધુ બાવા, એને છાજે. હું મંદરની ગાયો ચારીશ ને ત્યાં રોટલો ખાશ.'

ડોસાએ વાનપ્રસ્થ અવસ્થાનો એટલો ભાગ આ કાર્ય માટે રાખી મૂક્યો હશે. એ સંસ્કાર એના ગામડાશાહી જીવનમાં અણિશુદ્ધ જળવાયા હતા. એની વિશુદ્ધિ કરનાર કોઈ ન હોવાથી, એણે પોતાની અણઘડ માન્યતા પ્રમાણે છેલ્લાં વર્ષોમાં

મંદિરની સેવાનો લાભ ઉઠાવવાનો નિશ્ચય કર્યો હતો.

આજે ડોસાનું નામ યાદ આવતાં એમ લાગે છે કે આ અણઘડ જેવા આદમીમાં પણ સંસ્કારનો અગ્નિ સચવાઈ રહ્યો હતો. એ સંસ્કાર ઉપર વળતી રાખને ઉડાડનાર કોઈ ન હોવાથી ધીમે ધીમે એ અગ્નિ રાખ થઈ ગયો. અને નવો અગ્નિ પ્રગટાવનાર કોઈ ન હોવાથી, એવા અનેક અણુ-ઘડ પણ અણનમ આદમીઓ વેરણછેરણ થઈ, તણખલાં કરતાં પણ હલકાં થઈ જ્યાં ત્યાં ઉડી ગયા.

ડોસાએ વાત કરી હતી કે અમે નાના હઈશું, આઠ દસ વર્ષના-ત્યારે એક વખત અમારા ઝૂંપડા પાસે ઓશરીમાં વાઘ આવીને સૂઈ રહેલો. સવારે માને ખબર પડી. ઘરમાં કોઈ આદમી મળે નહિ. અને અમે નાનાં તો બીકે ફડફડીએ. હાથે ધાબળા વીંટી મા તો હિમ્મતથી બહાર આવ્યાં ને કાન પકડીને વાઘને 'હટ્ટ કૂતરા!' એમ કહીને ખરેખર બહાર કાઢી મૂક્યો!

શંકરડાડાના પરમભક્ત તરીકે ડોસાએ એક વખત સંગ્રામમાં પણ ભાગ લીધો હતો. ખાખીબાવાને અને ગામ-લોકોને તકરાર થઈ. ત્યારે ડોસાએ સંગ્રામમાં ઉતરવાની હિમ્મત બતાવી હતી. એક વખત ગામમાં પાણીનું પૂર આવ્યું ત્યારે ડોસો સામે કાંઠે જઈ બેચાર સારા માણસોને સહી-સલામત આ કાંઠે લઈ આવ્યો હતો. પોતાના ગામને-આવી આવી નાની સેવા તો તેણે ઘણી આપી હશે.

પણ એ સઘળું છતાં વાણિયાવેપારી, મહાજન, અધિ-કારીઓ ને ભણેલાઓ એના જેવાના આખા વર્ગ પ્રત્યે છુપો તિરસ્કાર, અત્યારે શ્રીમંતો વકીલો ને ડોક્ટરો અસીલો

પ્રત્યે બતાવે છે તેવો, હમેશાં બતાવતા. એ છૂપા તિરસ્કારનું એક પરિણામ એ આવ્યું કે ગામમાં કુસંપ થયો અને ઘણાં ગામડાંની પેઠે અમારું ગામડું પણ ધીમે ધીમે ઘસાતું આવ્યું. ડોસાને એક વખત આ વિષે બહુ લાગી આવ્યું. એ બોલ્યો: 'દાદા, અમને રોઝ જોવાને તો શું ખબર પડે, પણ ગામમાં હવે પહેલાંના જેવી મીઠાશ નથી. વાણિયાને લીધે ખેડૂતો ભાંગતા જાય છે. આળસુ ગરાસિયા ગામને રંજાડે છે. કાંટિયું વરણ ધંધા વિનાનું ફરે છે. વસવાયાં વેઠના ત્રાસથી ધ્રૂજે છે. ને ગામમાં હોટલ, ચા, કપડાં ને ફેશન વધે છે. આનું પરિણામ સારું નહિ આવે.' રાજદ્વારી બાબતનો એકડો પણ નહિ જાણનારો અનુભવી ડોસો જે બોલ્યો હતો તે જ પ્રમાણે થયું.

એક વખત ડોસો રંગમાં હતો. કદાચ અમારે ત્યાં આ એનો છેલ્લો દિવસ હતો. અમે સૌ બેઠા હતા, ને ધૂણીમાંથી મધુર તાપ આવતો હતો.

'ડોસા ભરવાડ! અમે સાંભળ્યું છે ઈ સાચું?'

'શું?'

'આ તમારી પાસે ચીજ છે.'

ચીજ એટલે કાંઈક સાધના, મંત્રની સિદ્ધિ.

ડોસો હસ્યો પણ બોલ્યો નહિ.

અમે આગ્રહ કર્યો: 'કાંઈક બતાવો.'

ડોસાએ ના પાડી. છતાં બહુ આગ્રહ કર્યો. ડોસો બોલ્યો: 'ચીજનો દુરુપયોગ થાય તો ચીજ ખોવાઈ જાય એ તમને ખબર છે?'

અમે એને ઉશ્કેરવા કહ્યું: 'પણ વાઘશો તો બધે કહે

છે કે ડોસો તો ખોટો ભૂવો છે. ઢોંગ કરે છે.'

વાઘલો એની નાતનો જરાક સુધરેલો રબારી હતો. ને ડોસાની વાતને માનતો નહિ.

'કપાળે કપાળે જુદી મત છે. એમ કાંઈ દુનિયાને પોં'ચાય !'

'પણ તો તમે કાંઈક બતાવો!'

ડોસાએ પિત્તળની એક થાળી મંગાવી. હાથમાં લીધી ને ધૂણીમાંથી રાખની ચપટી ભરી. 'જુઓ ભાઈ! મીઠાઈ બીઠાઈ નહિ થાય હો !'

પછી તેણે રાખની ચપટી જોરથી થાળીમાં ઘસી. રાખને બદલે લાલ કંકુ થાળીમાં ચમકી રહ્યું હતું !

અમે સૌ થાળીમાં રાખ ઘસવા માંડયા, પણ એમાં તો રાખ જ રહેતી હતી. ડોસો હસતો હતો: 'અરે! ગાંડા ભાઈ! એમ કાંઈ કંકુ થાય?'

'ત્યારે તમે શી રીતે કર્યું?'

'એ મોટા થાશો ત્યારે સમજાશે.' ત્યારપછી ઘણા વિજ્ઞાનવેત્તાઓને પૂછ્યું છે કે પિત્તળ ને રાખનો કોઈ રીતે સંબંધ થતાં કંકુ થઈ શકે? પણ ખરો ખુલાસો મળ્યો નથી. હજી પણ ડોસાની એ શક્તિ વિષેનો કોયડો હતો તેવો જ, અણઉકેલ્યો રહ્યો છે.

ત્યારપછી ડોસો કોઈ દિવસ દેખાયો નહિ. પછી ખબર પડી કે એ શંકરદાદાના મંદિરમાં ઢોરાં ચારવા રહી ગયો હતો. ને ભૂવામાંથી ભગત થવાની મહત્ત્વાકાંક્ષા સેવી રહ્યો હતો.

છેલ્લે પ્રશ્ન થશે કે આ ડોસો કોણ?—એનું રેખાચિત્ર શું? જવાબ આટલો જ કે આનું નહિ, તો કોનું—?

## એક પ્રસંગચિત્ર

સાધારણ રીતે થર્ડક્લાસના ડબ્બા પ્રજાની સાચી કસોટી આપે છે. એમાં હાલતાં ને ચાલતાં હક્કની વાત થાય: એમાં પોતાને જગ્યા ન મળે એટલામાં તો 'આપણને સ્વરાજ ક્યાંથી મળે?' એમ કહેનારા નીકળે. એમાં શરમાળ સુંદર સ્ત્રીઓ ને પ્રૌઢ સાસુઓ નીકળી આવે. એમાં અર્થશાસ્ત્ર વાંચતો વિદ્યાર્થી ને ગઝલેસાગર લલકારતો છેલબટાઉ નીકળે. એમાં ડાંગ, ધાબળો, બેગ, ટ્રંક ને ટેનીસનું રેકેટ—એવી વિચિત્ર વસ્તુઓ સાથે મળે. એમાં દોઢ પાઈમાં ખરજવું મટાડનારા ને અઢી કૂદિયામાં વીંછી ઉતારનારા નીકળે. એમાં 'બલોયાં મટીને થયું બંગડિયું' એવી બલોયાબંગડી પર કરુણપ્રશસ્તિ કરનારા નીકળે. એમાં આંધળાં, લંગડાં, લુલાં, દ્વારકાં જનારાં, દ્વારકાંથી પાછાં ફરનારાં, ગંભીર ગરવા વેપારી, લફંગા, દેશાભિમાની, દેશદ્રોહી, હિંદુને ધિક્કારનારા, મુસ્લિમને ધિક્કારનારા, લજપતરાયની વાત કરનારા, વિમાનની વાતો કરનારા, 'જરમર' ને વખાણનારા, હિંસાવાદી, અહિંસાવાદી, સમાનવાદી, અને શ્રીમંતને ધિક્કારનારા સઘળા મળે. એમાં જાદુઈ ખેલ મળે. લગ્નની વાતો મળે. સાપ ઉતારનારા નીકળે. ગંજીફો કૂટનારા તો હોય જ. એક રીતે થર્ડ ક્લાસના ડબ્બા પ્રજાકીય પ્રવૃત્તિના પ્રદર્શન જેવા છે. અને અમારો ડબ્બો તો ખાસ એવો હતો. એમાં મુંબઈથી આવતાં કુલ-

કુંવર શેઠાણી બેઠાં હતાં.

ફુલકુંવર આ ત્રીજો વિવાહ કરવા જતાં હતાં એ ખોટું છે. તેમણે પોતાની દોઢ વર્ષથી માંડીને આજની સાડીસાડત્રીસ વર્ષની વય સુધીમાં બરાબર દોઢેક ડઝન વિવાહમાં હાજરી આપી હતી. ફઈજીનો દીકરો, મામીજીની દીકરી, ભત્રીજાનો ભાણેજ, ભાણિયાનો ભાણેજ, કાકાના દીકરાના કાકાજીનો દીકરો, ઈત્યાદિ ઘણા વિવાહ ગણાવી શકાય. પોતે દરેક વિવાહનું વર્ણન આપી શકતાં.

એટલે જ મેં કહ્યું કે તમે ફુલકુંવર વિષે, આ ત્રીજા વિવાહમાં તે હાજરી આપવા જાય છે એવો ખોટો દોષ ન મૂકતા. મુંબઈથી આવતાં એવાં ફુલકુંવર શેઠાણી અમારા ડબ્બામાં હતાં.

આવે પ્રસંગે ઘણી વખત બને છે તેમ આજે ફુલકુંવર જરા હરખઘેલાં હતાં. તેમનો વાર્તાનો રસ એવો જામ્યો હતો કે તેનો નાનો અઢી વર્ષનો છોકરો, 'બા પાણી, બા પાણી,' એમ બરાબર વિષ્ણુસહસ્ત્રનામાવલિની માફક જલનામાવલિ પઢ્યા પછી જ પાણી પામ્યો હતો. પણ નિયમરૂપે આવી ગાડીની મુસાફરીમાં ફુલકુંવર એમ 'ઢેઢ ઢેઢાં' ના દેખતાં પાણી કાઢે જ નહિ, અને વાર્તાના રસમાં ધ્યાન ન રહ્યું એટલે જ નીકળ્યું હશે.

ફુલકુંવરની સામે જયા મળ્યાં હતાં. જયા તેમના વેવાઈ પક્ષનાં, અને 'વેવાણ તમે જરૂર આવજો હો' ત્યાંથી વાત શરૂ થયેલી. તે મેં જરા જરા સાંભળેલી તેથી જ ફુલકુંવર વિષે કાંઈક કહી શકું છું.

વાત એવી હતી કે લગભગ સાઠ વર્ષના મયાચંદ શેઠ, ૩૭ વર્ષનાં ફુલકુંવર શેઠાણી, તેનો મોટો છોકરો નરોત્તમ,

નાનો છોકરો કેશવલાલ, વગેરે આ આખું મંડળ મુંબઈથી લગ્નપ્રસંગ પર દેશમાં ઊપડયું હતું. રસ્તામાં જયા વેવાણ મળી ગયાં. ને બન્ને વેવાણો વચ્ચે વાતચીત થઇ ત્યારે જ ખબર પડી કે ફુલકુંવર શેઠાણીને આ વિવાહ નવાઈના નથી. તેમણે આવા વીશ તો જોઈ નાખ્યા છે.

રિદ્ધિવાળી વાણિયણની માફક ફુલકુંવર ડોકમાં, પગમાં, હાથમાં, કાનમાં ચારે તરફ રૂડીરીતે મઢાઈને બેઠાં હતાં.

એટલામાં ફુલકુંવરની નજર કોઈ છાપું વાંચતું હશે તેના પર ગઈ. મોટો છોકરો નરોત્તમ ત્રીજી અંગ્રેજીમાં હતો તે ટાઇમ્સના છેલ્લા પત્તા પરની 'લીપ્ટન ટી' ની કે એવી જાહેરખબર વાંચતો હતો; ત્યાં ફુલકુંવર શેઠાણી બોલ્યાં:

'ગગા, તને આ છાપું વાંચતાં આવડે છે ?'

ગગો પણ માને આંટી દે તેવો હતો.

'એવું ન આવડે ? આખું વાંચી જવાય. આ જાહેર-ખબર છે.'

'શું ભણતર વધ્યાં છે, જયા !'

'અરે, વેવાણ, મારો ભાઈ, આ તમારા નરોત્તમ જેવડો હશે પણ અંગ્રેજી કડકડાટ બોલ્યે જાય છે.'

'હા, માડી, ભણતર બહુ વધ્યાં. આ અમારો નરોત્તમ ત્રીજીમાં પાસ પડયો.'

મૂછનો દોર ફૂટેલો નરોત્તમ માથા ઉપરની ટોપી હાથમાં લઈને ઊભો ઊભો બાબરી સરખી કરતો હતો, તેને આ વાકયથી પ્રોત્સાહન ચડયું હોય કે ગમે તેમ પણ તે વાંચવા લાગ્યો —જરા મોટેથી સંભળાવવા લાગ્યો.

'Invalid's Port' અને ઘડીએ ઘડીએ તેની માની સામું જોવા લાગ્યો.

'કાંઈ તું સમજી?'

'ના.'

'બંદર ઉપરની જાહેરખબર છે. બંદર ઉપર માંદાં માણસો પડ્યાં છે.'

'હા, તે પડ્યાં હશે. શું પણ વેવાણ, હમણાં તો તડકા પડે છે.'

એટલામાં પેલા ગૃહસ્થે છાપું બંધ કર્યું ને મયાચંદ શેઠ ઝોકું આવવાથી તેમના ખોળામાં માથું ઝૂકાવતા રહી ગયા. 'હવે ઘડીક વાર જાગો,' કહેતાંક ને ફુલકુંવર શેઠાણીએ મયાચંદને ખભો ઝાલીને હલાવ્યા.

'તમારે વેવાણ, આ કેટલામી સુવાવડ? ચોથી સુવાવડ?'

'ના રે, માડી, મારો તો ઉવેલ બહુ ખરાબ છે. હું અગિયારમે વર્ષે પરણી હતી. તે દી તો સાવ નાની હો. આ પેલી છોકરી જેવડી.' થોડે દૂર એક છોકરી બેઠી હતી તેને બતાવીને ફુલકુંવર બોલ્યાં.

'એમ?'

'પછી તો સાસરે જાવું ગમે નહિ. રોઉં. મારી મા વળી મૂકવા આવે. પણ આને દેખું ને ભડકું.'

ફુલકુંવર શેઠાણી મયાચંદ શેઠ સામે જોઈને હસ્યાં. પણ સાઠ વર્ષનો પુરુષ હજી નિદ્રસ્થ હતો.

'પછી તો આણે મને કેટલાં ય વાનાં કર્યાં. ઘરેણાં કરાવ્યાં—લૂગડાં—'

બન્ને સ્ત્રીઓ છાપામાંથી પેલા ગૃહસ્થે બહાર જોયું તે જોઈને હસી પડી.

'–ટૂંકનાં ટૂંક. પણ તે દિવસે હજી અણુસમજુ તે મને કાંઈ ન ગમે. પછી તો સાસરે આવતી જાતી થઈ, પેલી સુવાવડ–કસુવાવડ થઈ ગઈ. તે દિવસે હું તેર વરસની, અને મારો તો વેવાણુ, ઉવેલ બહુ ટૂંકો. સવા વરસનો. એટલે મને પછી નાની મોટી પંદર સુવાવડ થઈ ગઈ! પણુ ઈશ્વરની માયા, ને તમારા ગલઢેરાના પુણ્યે ત્રણુ બચ્ચાં જીવ્યાં.'

'સારું, સારું, એ તો બધી ઈશ્વરની માયા છે. કહેવત છે ને કે દાણુા હોય ત્યાં ખાનાર મળે નહિ ને ખાનાર હોય ત્યાં દાણુા મળે નહિ. આપણું કાંઈ કામ આવતું નથી. આ મારે પાંચ વર્ષ થયાં પરણ્યાં, ખોળો જ નથી ભરાતો. ને મારી જેઠાણીને ત્રણુ છોકરાં થઈ ગયાં.'

છાપું વાંચનારા ગૃહસ્થ છાપું બંધ કરી બેઠા બેઠા સાંભળે છે તે જોઇને બન્ને સ્ત્રીઓએ પોતાની વાત બદલી.

'મુંબઈના ઘાટ બહુ સારા હો.'

'ત્યારે, અમારે મુંબઈમાં તો જોઈએ તેવા ઘાટ મળે, ને પાછા સસ્તા. આ ચેઈન સાડાચાર તોલાની છે.'

'સાડા છ' મયાચંદ શેઠ ઊંઘતાં ઊંઘતાં આંખ ઉઘાડ્યા વિના જ બોલ્યા. સાડા છ તોલાની ચેઈનને કલ્પનામાં પણુ સાડા ચાર તોલાની થઈ જતી તેમનાથી સહન થઈ શકી નહિ.

'તે હવે તમને ખબર ક્યાં છે? રાખો રાખો, સાડા છની તો નરોત્તમની વહુને ચડાવી નહિ?'

ડોસો હાર્યા હતા એટલે હાર કબૂલ કરવા કરતાં પડખું જ ફરી ગયા.

એટલામાં સ્ટેશન આવ્યું. બહારથી આવનારની મોટી

ધમાલ થઇ રહી. ફુલકુંવર શેઠાણી ઊલળી ઊલળીને બારણામાં ઊભા ઊભા ' મુંબઇથી આવીએ છીએ, નથી તમારી પેઠે ટૂંકી મુસાફરી, બીજે જાઓ ' ના પોકાર પાડવા લાગ્યાં. પણ એક માણુસ તો એમ છતાં પણ ચડી બેઠો.

ગાડી ચાલી ને ફુલકુંવર શેઠાણી નવી વાત ઉપાડે તે પહેલાં આવનારને ટ્રંક પાસે ઊભેલો જોઈ તેને ધમકાવવા માંડયો.

' કેવો છે ? દેખતો નથી, ભાતું છે. કોળી જેવો લાગે છે.'

' ના ભાઈ શા'બ કોળી નથી. મેઘવાળ છું ! '

' અરર !—હાય, હાય, મારો સોનાની વીંટી જેવો ગોળ ને અથાણું મુરબ્બો—હવે તમે શું સૂતા છો ? ' મયાચંદ શેઠ બોલવાની હિમ્મત નહોતા કરતા પણ હવે તે ગાજી ઊઠ્યાઃ ' કોણ છો ? સા—લા—કોના ડબામાં આવ્યો છે ? '

' અરે પણ ફિકર નહિ, શેઠ સા'બ, હું સાથે છું નાં ? ' દૂર બેઠેલા એક વોરા ગૃહસ્થ બોલી ઊઠયા.

' ઊઠ ત્યાંથી—ઊઠ—'

પેલો મેઘવાળ ઊઠીને છેક પાયખાના પાસે ઊભો રહ્યો. ને તેણે ત્યાં ઊભાં ઊભાં 'અમે'ય ભાઈ'શાબ માણુસ છીએ નાં ? મનખો તો સૌ સરખો નાં ? ' એમ પોતાની ફિલસૂફી શરૂ કરી—પણ થાકયા પાકયા મયાચંદ શેઠે—' લે હવે રાખ રાખ, વાણિયા બ્રાહ્મણ ભેગો બેસતાં, અને એની સામે બોલતાં જરાક સંભાળ. ' એમ કહીને નિરાંતે ફરી વાર પડખું ફેરવ્યું, ત્યાં ' લ્યો હવે તમે આવો છો ?—પછી આગળનાં સ્ટેશન ઉપર કોણ જાણે કેવાં માણુસ આવશે, તે ફટકબટક જે ભાવે તે ખાઈ લઈ એ. ' એમ બોલીને ફુંલકુંવર શેઠાણી મેઘવાળને દૂર ગયેલો જોઇને ભાતું છોડવાનો વિચાર કરવા

લાગ્યાં. પણ છેવટે એ વિચાર માંડી વાળ્યો. મેઘવાળ અડયો એ પાટિયાં તો બધાં એક જ નાં?

એટલામાં તો સ્ટેશન આવ્યું ને નરોત્તમે બહાર ડોકું કાઢ્યું.

'કાં મયાચંદશેઠ શું કરો છો?—કાંઈ ખાશોપીશો કે ઊંઘ જ લેવી છે? ક્યાં ગયાં અમારાં વેવાણ—' કરતા બીજા બે ત્રણ જણા દેખાયા. એક જણ પાન ચાવતો હતો, બીજાના હાથમાં ચાનો કપ હતો, અને ત્રીજાએ હાથમાં રકેબી લીધી હતી.

'આને પણ મજા છે હો, પારકે પૈસે સેંકડ કલાસ, ને વળી ઊનું ઊનું ખાવાનું મળે તે જુદું—' મયાચંદ શેઠ બેઠા થઈને બોલ્યાઃ 'ક્યાં જમ્યા?'

'ડબ્બામાં જ, મારા'જ પાસે ભાણું મગાવ્યું.'

'હ્રે—' નરોત્તમ બોલ્યો.

'લે શું ગગા, સગપણ કરવા નીકળ્યા છે કે વાતો?'

'પણ એવડાને કોણ આપશે?' શેઠાણીએ ટોણો માર્યો.

'હવે તમે જોઈ રહેજો. આજથી પંદરમે દિવસે જાન જોડવી છે. હજી એવડા તે કેવડા થયા છે?'

'પંચાવનની આસપાસ છે. વધુ તો નથી. જૂના જમા-નાનું માણસ છે. સીતેર વર્ષ સુધી જાય તેમ નથી. પણ છોકરીનો ભવ સુધરી જાય નાં?—એને માગવા જવું પડે તેમ છે?' શેઠ બોલ્યા.

ગાડીએ સીસોટી મારી ને ત્રણે જણા રકાબી પ્યાલા નીચે મૂકી તેમાં જ પૈસા નાખીને દોડયા.

પાછો નરોત્તમ બોલ્યોઃ 'આ ત્રણે જણા મંજો કરે

છે હો. પારકે પૈસે લહેર ઉડાવે છે.'

'ગગા! દલાલીનાં કામ તો એવાં જ નાં?—એમાં પણ આ તો નેમચંદ શેઠ જેવું ઘર—છોકરીનાં ભાગ્ય.'

'પણ મોઢામાં દાંત નથી ને?' શેઠાણી બોલ્યાં.

'અરે, હવે તો જુવાનિયા પણ દાંત પડાવી નાખે છે. દાંત ન હોય તો જુવાન ન કહેવાય એવું હવે નથી રહ્યું.'

'અમારા માસ્તરે હમણાં નવા લીધા; નહિતર એ તો બત્રીશ વર્ષના છે.'

'શું હવે તો હુન્નર વધ્યા છે, જયા!' શેઠાણી પોતાની મૂળ કથા ઉપર આવ્યાં.

'ભાઇ શા'બ મારે બીજે સ્ટેશને ઉતરવું છે. તમે તમારું ભાતું સંભાળજો હો.' પેલો મેઘવાળ બોલ્યો.

'હવે એ તો સંભાળ્યાં જ છે.' શેઠે જવાબ વાળ્યો.

'લ્યો, રાખો રાખો, ભાતું અભડાવશો તો પછી ખાશો શું?'

'અને આમ નહિ અભડાય?'

એટલામાં વળી 'કળજુગ નહિ કરજુગ હે' કરતો એક ભિખારી ડબ્બામાં આવ્યો, એણે લાંબે રાગડે ગાવાનું શરૂ કર્યું:

પાંચમની જોવાય વીજળી, અખાતરીનો જોવાય વા,
શિરામણી મલકમાં ટળી ગઇ, વધી ગયો ચા.
બલોયાં મટીને મલકમાં શ્યું બંગડીયું, નકલું ગયું વધી,
બાપનું કહ્યું દીકરો ન કરે, આવી છે વીસમી સદી.
સુખીયાં હોય તે સુખને ચાખે, અમારે શાંકને શબ ને રેડું.

પૃથ્વી કોણે જન્મી, કોણ લઈ આવ્યું એનું બી,
ચાંદો ને નો'તો સૂરજ ત્યારે, ક્યાં ઉગતો'તો ઘી.
એ કહો, આવડતો હોય તો જવાબ દીઓ,
સાયર રૂપી આ છે સમુદર પીવાય તે પી.

શેઠાણી ફુલકુંવરે મોટા લટકા સાથે અરધું ફદિયું તેના હાથમાં મૂક્યું. 'સારું ગાય છે હો, સાચું કહે છે વેવાણ! જમાનો તો બહુ બદલાયો.'

'એણે શું કોઈ દિવસ ટાઢતડકો વેઠયાં છે? આ તો દેશને ખાતર સહન કરે છે.' છેક દૂરના ખૂણામાં મોટેથી બોલાયેલા શબ્દોએ બન્ને બૈરાંનું ધ્યાન ખેંચ્યું. નરોત્તમ આંખો ખેંચીને દૂરથી છાપાનું છેલ્લું પાનું વાંચવા લાગ્યો. 'સમજી? કોણ પકડાયું?'

'ના.'

'જવાહરલાલ નેહરુ'

'આ મારા પીટ્યા છાપાવાળા, પણ આવા જ સમાચાર આપ્યા કરે છે, કામધંધા વિનાના.'

'પણ ન છાપે તો એનું નાક જાય.'

નરોત્તમે પોતાના ત્રણ ઈંગ્લીશના જ્ઞાનના આધારે સમજણ પાડી.

એટલામાં પાછું મયાચંદને કોણ જાણે શું શરાતન ચડ્યું. તે વળી, 'નરોત્તમની વહુને સાડાચારની ચેઈન ચડાવી છે હો.' કરતાકને બેઠા થયા.

શ્રી. નરોત્તમની હાજરીમાં જ તકરાર શરૂ થઈ. દરેકે દરેક ઘરેણું સંભારીને તારવણી કાઢી, પણ અંતે સાડાચાર કે સાડા છ એ નક્કી થઈ શક્યું નહિ.

થોડીવારમાં સ્ટેશન આવ્યું ને ત્યાં પેલો ઢેઢ ઊતરવાનો હતો, એટલે ફુલકુંવર શેઠાણી સંભાળીને ભાતું દૂર મૂકવામાં રોકાયાં, તેટલામાં એમને ધક્કો મારીને બીજા બે ચાર જણા અંદર ઘૂસી આવ્યા.

પણ ઢેઢના જવાથી ફુલકુંવર શેઠાણી કાંઈક પ્રસન્ન ચિત્ત હતાં. છેવટે ભાતું, બરાબર પલાંઠી વાળીને ખાવાનો જોગ આવશે એટલે કાંઇ બોલ્યાં નહિ. ભાતું છોડીને મા દીકરો ને જયા વેવાણ ખાવા બેઠાં. મયાચંદ શેઠ પણ વખતે કટકું બટકું લેતા હતા. ખાતાં ખાતાં નરોત્તમના વિવાહ વખતે શી તૈયારી કરવી તેની ભવિષ્યગાથા થઈ રહી હતી, એટલામાં કમબખ્ત પેપરવાળો ‘ અમુક જગ્યાએ ગોળીબાર ! ’ કરતો નીકળ્યો.

‘ અરર ! શું માડી માણસ મરે છે ? હવે વેવાણ, સૌ સૌનાં નશીબનું ખાતા હોય તો શું થાય ? પણ માડી, માણસના લોભને કાંઇ થોભ છે ? આ વળી સવરાજવાળા રાજ લેવા નીકળ્યા છે ! ’

‘ અરે માડી. ’ કહીને વેવાણે પૂરી ઉઠાવી.

‘ પૂરી આકરી થઈ છે. ’ નરોત્તમ ચાવતાં ચાવતાં બોલ્યો.

‘ તે તારી વહુને કહેજે, કુંળી કરી દે. ડાહ્યલો. ’

બીજું સ્ટેશન આવતા સુધીમાં ભાતું તો ખવાઇ રહ્યું, પણ કાગળના ડૂચા, પૂરીનાં બટકાં, ચવેણું, અથાણાનો રસો એ સઘળી ચીજો નીચે વેરાવાથી એક પ્રકારનું પ્રદર્શન થઈ રહ્યું હતું. એમાં પાછું સંડાસનું બારણું સામે હોવાથી, જ્યારે જ્યારે એ ઊઘડતું ત્યારે ધીમી મીઠી સુગંધ આવી જતી હતી.

બીજું સ્ટેશન આવતાં જયા વેવાણ ઊતરવા માટે તૈયાર

થઇ રહ્યાં હતાં. અને ફુલકુંવર શેઠાણી, રિવાજ મુજબ, 'અમે મુંબઇથી આવીએ છીએ' વગેરે કહેવા માટે તૈયાર થઈ રહ્યાં હતાં. પણ એટલામાં 'એ વેવાણ !' એવા લાંબા અવાજે એમનું ધ્યાન ખેંચ્યું. બારણું ઉઘાડીને એક આધેડ વયની કાંઈક રૂપાળી વિધવા બાઈ ને તેની છોકરી બે જણાં દાખલ થયાં. છોકરીએ ડબ્બામાં પેસતાં પહેલાં જ ઓઢણીથી લાજ કાઢી, પણ કપડું પાતળું હોવાથી તેની તેજસ્વી આંખો ને રસિક ચહેરો દેખાતાં હતાં.

મયાચંદ શેઠ સાસરા કે સાસરા પક્ષના હશે માટે છોકરીએ લાજ કાઢી છે, એમ માનીને બીજા વિષયમાં તલ્લીન થવા, ગાલ્સવર્ધીનું 'સ્વાનસોંગ' કાઢયું ત્યાં ફુલકુંવર શેઠાણી બોલ્યાં:

'વેવાણ! આ તમારા જમાઈ, જુઓ, કેવડા મોટા થઈ ગયા છે!'

એટલું બોલીને ફુલકુંવરે છોકરીની લાજમાં મોં નાખ્યું:

'કેમ બોલતાં નથી? ચંપા, કાંઇ ખાવું છે?'

છોકરી રૂપાળી તો હતી જ. પણ ચતુર ને વ્યવસ્થિત પણ લાગી. એની બેસવાની ઢબ પણ એવી આકર્ષક હતી. નાની હોવા છતાં એનામાં સુઘડતા ભરેલું ડહાપણ દેખાઈ આવતું હતું.

જયા વેવાણે ધીમેથી એના માથાપર વહાલભર્યો હાથ મૂક્યો ને ગાડીની સીસોટી વાગવાથી તે એકદમ નીચે ઊતરી ગયાં. ફુલકુંવર શેઠાણીને તો એક વેવાણ ગયાં ને બીજાં આવ્યાં એટલે નવાજૂની સાંભળવાની તાલાવેલી થઈ રહી હતી. છોકરીને દુખણાં લઈ પોતાની પાસે બેસાડી વળી પૂછ્યું: 'ચંપા કાંઈ ખાશો?' ચંપાએ માથું ધૂણાવીને ના પાડી. એટલામાં નરોત્તમને કોણ જાણે શું સોલો ચડ્યો તે અંગ્રેજી

પેપર મોટેથી વાંચવા લાગ્યો !

'વેવાણુ શું ભણુતર વધ્યાં છે !' ફુલકુંવર શેઠાણીએ નવાં વેવાણુ સાથે વાત શરૂ કરી.

વેવાણુ 'હા માડી' એટલો જ જવાબ વાળ્યો, પણુ સમજતી હોય તેથી કે ગમે તેમ નીચાં નેણુ ઢાળીને ચંપા પોતાનું હાસ્ય દબાવી રહી હતી. નરોત્તમના દરેક શબ્દે એને હસવું આવતું હતું. જેમ ચહેરામાં તેમ શરીરમાં પણુ બન્ને વચ્ચે ખૂબ અસમાનતા હતી—એકદમ દેખાઇ આવે એટલી. છોકરો પાતળો, કદરૂપો, કાંઇક કાળો ને ચોવટિયા જેવો હતો. ચંપા શરીરે સુઘટ્ટ, ગોરી ને ગંભીર હતી. નરોત્તમ કરતાં એનું શરીર દોઢું તો હશે જ.

'ચંપા ! તમે તો અંગ્રેજી સમજતાં હશો ?'

ચંપા બોલી: બહુ ધીમેથી: પણુ એના શબ્દો સ્પષ્ટ સંભળાયા. 'થોડું થોડું સમજાય.'

એટલામાં નરોત્તમ વાંચતો બંધ થઈ ગયો. અને ફુલકુંવર શેઠાણીએ મયાચંદને ને નરોત્તમને બન્નેને કહ્યું: 'તમે આમ બેસો, ચંપા શરમાય છે !' મયાચંદ શેઠ આરામ સ્થળ છોડીને બીજી બાજુ બેઠા.

થોડીવાર પછી જ્યારે સૌને ઊતરવાનું આવ્યું ત્યારે પાછી ધમાલ મચી. મયાચંદ શેઠ નીચે ઊતરી ગયા હતા ને નરોત્તમ તથા ફુલકુંવર સામાન આપતાં હતાં. ચંપાની મા પણુ પોટકું બગલમાં મારી એક તરફ ઊભી રહી હતી.

સામાન લેતાં લેતાં નરોત્તમે ચંપા તરફ ત્રણુ વખત જોયું. પણુ ચંપાએ ત્રણે વખત નીચાં નેણુ ઢાળી નાખ્યાં. ન કળી શકાય એવી છાની ઉદાસીનતા છોકરીના ચહેરા પર

પથરાઇ ગઈ હતી. અંતે સામાન થઈ રહ્યો. ફુલકુંવર ને ચંપા સાથે ચાલ્યાં.

નરોત્તમ પાછળ ચાલ્યો. તેણે જાણી જાણીને ચંપા સાથે થવા માટે સાંકડા માર્ગમાંથી રસ્તો કર્યો પણ ચંપા એક તરફ ઊભી રહી. આ વખતે એણે નરોત્તમ સામે જરાક દૃષ્ટિ માંડી, એ દૃષ્ટિમાં ઉદાસીનતા, ઉપેક્ષા ને ક્રોધ ત્રણે હતાં.

સામેનું ખાનું ખાલી થયું એ જોઈ મેં નિરાંતે લંબાવ્યું. પણ વિચાર તો એ જ આવતા હતા. 'આ છોકરો પૈસાને બળે આવી સુંદર છોકરી તો મેળવશે, કદાચ એને ઢીંગલીની પેઠે શણગારશે પણ . . એ આખી પ્રજા કેટલી ગરીબ બનશે ?—આ છોકરો આવી સુંદર વહુ છતાં પોતાની પાછળ કેવી કઢંગી પ્રજા મૂકી જાશે ?—કલ્પનાહીન ને રસહીન—પરદેશી વસ્તુઓની એજન્સી જ લઇ શકે તેવી—' વિચાર માળા તો આગળ વધત પણ એટલામાં ' એ મે'રબાન કોઈ બેસવા દેતું નથી ને હમણાં ગાડી ઊપડશે ' કહેતો ક ને એક મેઘવાળ દાખલ થયો.

એને જરા નિરાંતે બેસારી કાંઇક વાત કરવા પ્રયત્ન કરું છું એટલામાં પ્લેટફોર્મ પર 'એય છોરા ખસી જા' એવો પોલીસનો હૂકમ આવ્યો ને તેની પાછળ જ ધબ કરતો અવાજ સંભળાયો. ઊભા થઈને જોતાં, નરોત્તમને જમીન પરથી ઊઠીને કપડાં ખંખેરતો દીઠો. પરાણે રોકી રાખેલું ચંપાનું હાસ્ય એની આંખમાં જોયું ન જોયું ત્યાં તો સીસોટી મારતી ટ્રેઇન ઊપડી.

આથમતા સૂર્યના કિરણમાં હિરણ્યમહેલ ઝગારા મારી રહ્યો હતો. એની રંગીન કાચની બારીઓમાંથી પડતું ચિત્રવિચિત્ર તેજ આરસની ફરસબંધીને ઇંદ્રધનુષની શોભાથી રંગી રહ્યું હતું. મહેલમાં સઘળે શાંતિ હતી. હિરણ્યમહેલના કમ્પાઉન્ડનો દરવાજો ખોલીને એક અજાણ્યા મુસાફરે પ્રવેશ કર્યો.

એના મોં આગળ મેંદીની મોટી લાંબી કાપેલી વાડ રસ્તાની બન્ને બાજુએ નજર પહોંચે ત્યાં સુધી પથરાયલી હતી. વચ્ચેનો રસ્તો લાલમાટી પાથરીને આકર્ષક ને મોહક બનાવ્યો હતો. પણ રસ્તા ઉપર કોઈ ન હતું. ચારે તરફ પણ કોઇ ન હતું. સઘળે નિર્જીવ શાંતિ હતી—લક્ષ્મીના પસાર થઇ ગયા પછી મોટા મહેલમાં દેખાય છે તેવી—ઉજ્જડ ઉપેક્ષિત અને ઉદાસ સ્થળમાં હોય એવી—જે શાંતિને લીધે અશાંતિ જન્મે છે તેવી—અવાજથી ભરેલી, આશંકાઓથી વસેલી. અજાણ્યા મુસાફરે એમાં પ્રવેશ કર્યો. એનું શરીર એની લાકડીને આધારે આગળ ને આગળ વધ્યું. રસ્તાપર માત્ર એની લાકડીનો અવાજ થતો હતો—મોટો અને એકલો હોવાથી પડઘા પાડતો.

તે આગળ ને આગળ વધ્યો. છેક દ્વાર પાસે પહોંચ્યો. દરવાજા ઉપરથી જે અનુમાન કર્યું હતું તેના કરતાં પણ મહેલ વધારે ભવ્ય હતો. મહેલમાં જવાના પગથિયાં પર બન્ને તરફ ઇંદ્રધનુ રંગના આરસની બારીક નકશીકામવાળી જાળી મૂકી

હતી. ઠેકાણે ઠેકાણે કૌમુદી જેવા ધોળા આરસના કુંભમાંથી રજનીરાણીએ પહેરેલા વસ્ત્રની જેમ રંગબેરંગી ફૂલના ગુચ્છા લટકતા હતા. એક ઠેકાણે હીંગળોક રંગના લાલ પથ્થરમાંથી કોતરેલો શાંત પહેરગીર ઊભો હતો. મુખ્યદ્વારની નજીકમાં આરસની એક સુંદર પ્રતિમા હતી. તેનું અપ્રતિમ જીવનસૌન્દર્ય આખા મહેલને આકર્ષક ને રમ્ય બનાવી રહ્યું હતું.

અજાણ્યો મુસાફર આંહીં અટક્યો.

કોઈએ કહ્યું નહિ કે આવો. કોઈએ કહ્યું નહિ કે કેમ આવ્યા. કોઇ બોલ્યું નહિ કે જાઓ. કોઇએ ટકોર ન કરી કે થોભો. ઊંડી ઉદાસીનતામાંથી અશાંત અવાજ આવતા હોય તેમ મહેલના અંદરના ભાગમાંથી સમજાય કે સંભળાય તેવા નહિ, માત્ર લાગે કે આવે છે એવા, અવાજ આવતા હતા. એ એકલો પગથિયાં ચડવા માંડ્યો.

કાળા આરસના પથ્થરમાં લાલ સ્વસ્તિક બેસાડીને સીડીને મનોહર બનાવી હતી.

મુસાફર મુગ્ધ થતો આગળ વધ્યો. પાછળના ભારથી એ જરાક વાંકો નમ્યો હતો. અવસ્થાને લીધે લાકડીનો આધાર લેતો હતો. છતાં એનામાં આવું સુંદર સ્થળ જોઈને નવું જોમ આવ્યું હતું.

છેક ઉપર જઈને ઊભો રહ્યો. વિશાળ દિવાનખંડમાં લાલ ચંદનના બાજઠ ઉપર રેશમી આસન પડયાં હતાં. ઉપર ઝુમ્મર લટકતાં હતાં. નીચે તારાંકિત રજની જેવી સાચાં મોતી ભરેલી વિશાળ જાજમ પાથરેલી હતી. ઉપર છતમાં સોનેરી જલપ્રવાહમાં સ્નાન કરતી અપ્સરાનાં ચિત્રો હતાં. નીચે—ચારે ખૂણે—જાજમની સોનેરી રૂપેરી ભરતગુંથણીમાં

રતિનાથની મનોરમ દેહ શોભી રહી હતી. મુસાફર આ સઘળું જોતાં છક્ક થઈ ગયો. ત્યાં અખૂટ સમૃદ્ધિ હતી. અદ્દ્ભુત સૌન્દર્ય હતું. અનુપમ કલા હતી. શાંતિ હતી, પણ . . . એ સઘળું જેને લીધે જીવન્ત લાગે છે તેવું કોઈ મનુષ્ય ત્યાં ન હતું. ઉદાસીન, અવાજવિનાની, એકધારી શાંતિમાં જાણે કોઈનાં પગલાં સંભળાતાં હતાં, પણ ત્યાં કોઈ હતું નહિ. સઘળું સૂમસામ પડયું હતું.

મુસાફરને હવે શંકા પડી. તેને લાગવા માંડયું કે પોતે જે જુએ છે તે માયા છે. ખોટું છે ને સાચું દેખાય છે.

એ જ વખતે સામેનું દ્વાર ઉઘાડીને એક માણસે ગુપચુપ પ્રવેશ કર્યો. તેનું વય આધેડ હતું પણ દેહ સશક્ત ને રસિક લાગતો હતો. કાંતિ તેજસ્વી હતી. માત્ર ન સમજી શકાય એવો વિષાદ એના મોં પર હતો. એને જોતાં જ લાગે કે આ એક એવો જીવાત્મા છે કે જે સુખી છે ને નથી. જે દેખાય છે એનાથી તદ્દન જુદો છે.

બોલ્યા વિના માત્ર ઈશારતથી અજાણ્યા મુસાફરને અંદર આવવાનું તેણે આમંત્રણ આપ્યું. મુસાફર અંદર ગયો. પેલા માણસે ઈશારતથી બતાવેલા એક સુંદર આસન ઉપર એ બેઠો. પણ એ બેઠો કે તરતજ ઉપરથી સુગંધી પવન વહેવા લાગ્યો. ચારે તરફથી ગુલાબજલનો છંટકાવ થવા લાગ્યો.

પેલો માણસ તેની સામે બેઠો હતો. બન્ને જણા ઘડીભર બોલી શકયા નહિ. મુસાફર સમૃદ્ધિથી અંજાયો હતો એટલે, પેલો માણસ પોતાનું ગૌરવ ઘટે એટલે.

'આંહીં કોઈ દિવસ કોઈ આવતું નથી ?' છેવટે મુસાફરે કહ્યું.

પેલા માણુસે ઉત્તર વાળ્યો : ' આવે છે ઘણા, રહે છે કોક. ' એના જવાબમાં ઊંડી વેદના હતી.

' તમે આંહીં જ રહો છો ? '

' હા. '

' હું આંહીં રહું ?–રાત પડયો રહું ? તમારા નોકર કયાં છે ? તમે એકલા જ છો ? '

પેલો માણુસ પોતે બેઠો હતો, ત્યાં બેઠાં બેઠાં જ તેણે એક કળ દબાવી. એક તરફનું દ્વાર ખોલીને તરત એક નોકર આવ્યો. નોકરની ચાલ પણ સીધી ને અક્કડ હતી. પગલાં માપેલાં ભરતો હતો. મોં તેજહીન, મારી નાખે એટલું બધું શાંત, એકધારું, ઉદાસ ને કંટાળેલું હતું.

તે છેક પાસે આવ્યો. પોતાની સામે ઊભેલું કોઈ યંત્ર માનવ જોયું. અજાણ્યો મુસાફર ચમકી ઊઠયો હોય તેમ નોકર સલામ ભરીને પાસે આવી ઊભો.

પણ . . . તે માણસ લાગતો ન હતો. સાંચાની પેઠે તે ઊભો હતો. યંત્રની માફક સ્થિર હતો. જડવસ્તુ જેવો ભાવહીન હતો.

' આ કોણ છે ? માણસ કે યંત્ર ? ' મુસાફરે સમજ ન પડવાથી પ્રશ્ન કર્યો.

પેલા માણુસે ટૂંકો પણ અર્થવાહી જવાબ વાળ્યો : ' આંહી બન્ને એક છે. '

' એટલે ? આમાં મને કાંઇ સમજ પડતી નથી. '

' આ સ્થળને અતિલક્ષ્મીનો રોગ છે. હું એ રોગનો વારસ છું. હું ધારું તો પણ કોઈ મનુષ્યને હૃદયથી સ્પર્શી શકતો નથી. આ યંત્રમાનવ મારું કામ કરે છે એટલું જ. એથી

વિશેષ મારે અને એને પણ સંબંધ નથી. હું એકાકી છું,'

થોડીવાર એમાંથી કોઈ બોલ્યું નહિ. મુસાફર ક્ષોભ પામી ગયો હતો. પેલો માણસ શાંતિ ઇચ્છી રહ્યો હતો.

અચાનક પેલો માણસ બોલ્યો : ' આ સ્થળ તમને કોણે બતાવ્યું ? '

' મને કોઇએ બતાવ્યું નથી; મેં જોયું ને મને ગમ્યું. '

' પણ—આ સ્થળ કોઈને ગમતું નથી. મને ગમતું નથી. તમે પણ એનો ઇતિહાસ જાણશો એટલે તમને પણ નહિ ગમે. આ સ્થળે હું એકલો છેલ્લાં બાર વર્ષ થયાં રહું છું. આંહીં સમૃદ્ધિનો પાર નથી. કૌમુદીમાં તો આ સ્થળ સ્વર્ગ જેવું બની રહે છે. પણ આ સ્થળ શાપિત છે . . . '

' શાપિત ? ' મુસાફર ભડક્યો.

' ભડક્તા નહિ. શાપિત એટલે એને અતિલક્ષ્મીનો શાપ છે—જેમાં પુષ્કળ સગવડતા મળે, છતાં સુખ ન હોય; જેમાં સહચાર મળે, છતાં સ્નેહ ન હોય; જેમાં સઘળી ક્રિયાની જીવંત શક્તિ લક્ષ્મીના સ્પર્શથી હણાઈ જતી હોય—એવું આ સ્થળ શાપિત છે. આંહીં સઘળું મળશે. માત્ર નહિ મળે, મનુષ્યનો સ્પર્શ. એક જ યંત્રમાનવનો સહચાર તમારે માન્ય હોય તો આ સઘળી સમૃદ્ધિ તમારી છે . . . તમને આ ગમે છે ? '

ઘડી રહીને તે પાછો બોલ્યો : આ વખતે એના અવાજમાં ઘેરી ઉદાસીનતા પથરાઈ ગઈ હતી.

' મને આ સ્થળ એવી જ રીતે મળ્યું છે. ને હું એવી જ રીતે—જો કોઈ સમૃદ્ધિ માટે આ સરત કબૂલ કરે તો—બીજાને વારસામાં સોંપીને મુક્ત થઈ શકું એમ છું. અજાણ્યા મુસાફર ! તને આ સ્થળ ગમે છે ? '

એક પણ શબ્દ બોલ્યા વિના અજાણ્યો મુસાફર ઊભો થઈ ગયો. તે દુઃખભરેલું મધુર હસ્યો : ‘ સલામ ! ’

‘ કેમ ? જાઓ છો ? તમે સમૃદ્ધિની શોધમાં હો તો આટલી સમૃદ્ધિ ક્યાંય નહિ મળે. પૈસાને બળે ઊંચામાં ઊંચી જગ્યા પર રહેવાની ઇચ્છા હોય તો આ સ્થળ હિમાલયના શિખર જેટલું ઊંચુ છે. એકાકી, કોઈની ગરજ નહિ, કોઈની પરવા નહિ; તમારી સમૃદ્ધિમાં જ તમે તલ્લીન. તમને એ નથી ગમતું ? શું ખોટું છે ? ’

પણ મુસાફરે તો બોલ્યા વિના જ ફરી સલામ કરી ને તે ઉતાવળે પગલે પાછો ફર્યો.

છેક બારણા પાસે જઈને જ તે ઊભો રહ્યો. દયાર્દ્ર સ્વરથી તેણે પેલા માણસને કહ્યું : ‘ ભાઈ ! તમારા એકાકી સમૃદ્ધિમય જીવનમાં રહેલો શાપ મને દુઃખ આપે છે. પણ તમારું જીવન લઈ લેવાની મારામાં શક્તિ નથી. હું સમૃદ્ધિની શોધમાં નથી. ઊંચામાં ઊંચી ભયંકર પ્રતિષ્ઠા માટે પણ મને માન નથી. હું તો માનવમહાસાગરમાં દેખાતાં અસંખ્ય જલબિંદુમાં રહેલી સામાન્ય માનવતા શોધું છું. ’ એટલું બોલીને પાછું પણ જોયા વિના તે ચાલતો થઈ ગયો.

તેને જતો જોઈને પેલો માણસ શૂન્ય જેવું હસ્યો. એના હાસ્યમાં જીવન્ત મૃત્યુની છાયા હતી ‘ કોઈ રહેતું નથી ! ’ તે એટલું જ બોલ્યો. અને ધીમે પગલે પોતાના એકાંતવાસમાં પાછો ફર્યો.

નીરવ ગેબી શાંતિમાં એનાં પગલાં ભયંકર ઉદાસીનતાના પડઘા જેવાં પડી રહ્યાં હતાં.

## સવાર અને સાંજ

ટપો આવીને ઊભો રહ્યો ત્યારે ગોવિંદલાલે ન્યુસ પેપરમાંથી ઊંચે જોયું. એનો નાનો ભાઈ મોતીલાલ અને એની વહુ કપિલા અચાનક જ આવી પહોંચ્યાં હતાં.

'એ લાભુ, વિનુ, જુઓ કોણ આવ્યું?' તેણે બેઠા થઈને છોકરાંને બોલાવ્યાં. પાછળની પરસાળમાંથી છોકરાં દોડતાં આવ્યાં. ગોવિંદલાલની વહુ મણી પણ બારણે આવી.

'લ્યો!–આમ તે અવાય? અમને લખ્યું પણ નહિ?'

'સા'બ! રૂપિયો'–ટપાવાળો મોતીલાલની સામે ઊભો: 'સા'બ રૂપિયો!'

'હવે જા જા, રૂપિયો શાનો? બાર આના ઠરાવ્યા છે તે આપી દીધા.'

મણીવહુએ સામાન ઉપર ચડાવી દીધો. બબડતો બબડતો ટપાવાળો ચાલ્યો ગયો.

બન્ને ભાઈઓ વાતોએ વળગ્યા. કપિલા ને મણી અંદર હસી હસીને વાત કરતાં હતાં: કપિલા મોટેથી બોલી:

'હેં મોતીભાઈ! તમે તો આવા જ રહ્યા કે?'

'કેમ?'

'કેમ શું?–બિચારીને રસ્તામાં નાસ્તો પણ કરાવ્યો નથી.'

રસ્તામાં કાંઈ ન ખાતાં મોતીલાલ ભાતાનો ડાબલો એમ ને એમ ભરીને લાવ્યો હતો. અત્યારે ઘરમાં એની જ

વાત થઈ રહી હતી.

બન્ને ભાઈ બપોરે જમવા બેઠા. ત્યારે મણી વહુ હોંશમાં ને હોંશમાં કંસાર પીરસી રહી હતી. પીરસીને મણી વહુ વાતો કરવા માટે સામે બેઠી. કપિલા રસોઈ કરતી હતી. ને લાભુ ને વિનુ 'કાકી! મને દાળ!' 'કાકી મને શાક!' એમ બોલતાં સામે બેસીને જમી રહ્યાં હતાં.

'છોકરાંવ! તમે કાકીને આજ ને આજ કવરાવી દેશો હો!'

માના પ્રત્યુત્તરમાં હોય તેમ છોકરાં વધારે મોટેથી બોલ્યાં:

'કાકી! પાણી આપોને!'

'કાકી? મને દાળ તો આપી નહિ?'

'જો ને વાંદરા જેવા!' મણીવહુ બોલ્યાં. પણ છોકરાને ચાળા કરતો જોઈ હસી પડયાં: 'અરે! હવે બેશને —ચાળા કરતો. . .'

બપોરે બન્ને ભાઇઓ બહાર ગયા. મણી ને કપિલા વાતો કરતાં બેઠાં.

'પછી તમારે બાપે ચેઈન કરાવી?'—કપિલા આ ઘરમાં હમણાં આવી હતી. ને મણીવહુ પ્રૌઢ ગણાતી. મણીવહુને આ ઘર ઉપર પક્ષપાત પણ થઈ ચૂકયો હતો. કપિલાને હજી પિયર તરફનું આકર્ષણ હતું.

'ના રે, ચાર બેનોમાં કોને કરે ને કોને ન કરે? એકને કરે તો બીજીને માઠું લાગે!'

'એવું તો કાંઈ નહિ, અમે ય ચાર બેનો હતી. એ તો સારું સાંસતું ઘર હોય એ પ્રમાણે કરવું પડે—એમ તો પછી સૌને સરખું રાખવું કયાંથી પોસાય?'

' પણ બાપને તો બે ય આંખ સરખી નાં ? '

' એમ તો કાંઈ નહિ. અમારે ય બાપ હતા. બે ગામની બાદશાહી હતી. ઘેર ઘોડાં હતાં. પણ આછું પાતળું સગું હોય એને પહેલાં રાજી કરે. તમારા ઘરની તો નવાઈ ભાળી ! '

કપિલા બોલી નહિ, પણ એને માઠું લાગ્યું. એટલામાં લાભુ દોડતો આવ્યો. વીનુ એની પાછળ પડયો હતો. બન્ને જણા કપિલાની પાસે જ પકડદાની રમત રમવા લાગ્યા. કપિલાને અમસ્તી આ મશ્કરી સારી લાગત પણ અત્યારે એનું મોં ચડયું. એ બોલી પણ ખરી : ' લાભુ ! વીનુ !—આઘા ખસો છો કે મારૂં ? '

મણીવહુ બોલ્યાં, ' છોકરાં ! તમે તો હેવાન જેવાં છો, માણસનું મન કમન કાંઈ જૂઓ નહિ ને . . . '

મણીવહુનું વાક્ય અધુરું રહ્યું; પાછી કપિલા બોલી : એના મનમાં હજી પિયરના વિચાર ઘોળાતા હતા : ' એમ તો મારી ભાભી કાંઈ ન લાવ્યાં. '

' અરે બાપુ, તમારે ઠીક પડે તો લાવોને. કયાં મારા વિનુ–લાભુ માટે લાવો છો ? પેટ પડશે એટલે એની મેળે ઘર વહાલું લાગશે. '

કપિલાએ લાભુને આઘો ખસેડયો : ' ઉઠ–જો ને વાંદરા જેવો ! '

મણીવહુ ચીડાઈ રહી હતી એટલે એણે તરત કપિલાને કહ્યું : ' બાપુ ! તમારે છોકરાંને વાંદરા ન કહેવું. વાંદરા હોય તો અમારાં છે. એલા ! છોકરા આઘો ખસને, જો ને, માથે પડતો જાય છે. વાંદરા જેવો. '

કપિલા ઝંખવાણી પડી ગઈ હતી. એણે ' વાંદરા જેવો '

જેઠાણીના અનુકરણમાં જ કહ્યું હતું. છતાં એને માટે જ ઠપકો મળ્યો. તેની આંખમાં આંસુ આવું આવું થઈ રહ્યાં. પણ તે બાનું કાઢીને આઘીપાછી થઈ ગઈ ને કામે વળગી.

બન્ને છોકરા કપિલાના ચાળા પાડતા હતા, તે જોઈને મણીવહુ હસતી હતી. હસતી હસતી વળી ધમકાવતી હતી: ' જો ને, વાંદરા જેવો! ચાળા પાડે છે? છાનો રે ' છે કે, મારું?' અને એટલું બોલીને નાકે આંગળી મૂકી એક તરફથી છોકરાંને ચૂપ રહેવાની, ને બીજી તરફથી કપિલા શું કરે છે તે જોવાની, એવી બે જાતની ઈશારત કરી રહી હતી. કપિલાએ સાવરણી બરાબર બાંધી. બે ટ્રંક સરખા મૂકયા. ધોતિયાં સંકેલ્યાં. પણ કામ જલદી પતી જતું હતું ને એને બહાર ન જવા માટે કાંઈક કામ જોઈતું હતું. એટલામાં વીનુ દોડતો આવ્યો ને એની હડફેટે ચડેલો પાણીનો લોટો ઢળ્યો. પાણીના છાંટા સાફ કરેલાં વાસણને ઊડયા.

' કપિલા! એ કપિલા!'

કપિલા સાવરણી હાથમાં લઈને બહાર આવી.

' પાણી કોણે ઢોળ્યું?'

' વીનુસ્તો. '

' લોટામાં પાણી તો તમારું પીધેલું પડયું હશે, જો ને, મારા પીટયા કામ વધારે છે. '

' લ્યો, હવે ઠામણાં બહાર કાઢો, ધોઈ નાખીએ. ઠામણાંને છાંટા ઊડયા છે છે નાં?'

કપિલાએ બહાર વાસણનો ઢગ કર્યો. ત્યાં બન્ને ભાઈ બજારમાંથી પાછા ફર્યા. એકના હાથમાં શાકની પોટલી હતી. બીજાના હાથમાં ખાંડનું પડીકું હતું.

બન્ને આવીને બેઠા. પણ બજારમાં થયેલી વાતચિતે

તેમને ઠંડા બનાવ્યા હતાં.

'તારામાં હજી એટલી અક્કલ ન આવી, કાંઈ લાગવગ વિના કોઈ નોકર રાખે? આપણા ભાઈ છે? ને દુકાનમાં તે એમ ફાવીએ?' ગોવિંદલાલ એટલું બોલીને પછી ગુપચુપ બેઠો.

મોતીલાલ નોકરી છોડીને બીજી શોધવાની તજવીજ કરવા આવ્યો હતો. ગોવિંદલાલ એને ઠપકો આપી રહ્યો હતો. એમાંથી બન્નેની વચ્ચે ચકમક જરી હતી. અત્યારે બન્ને ઠંડા હતા, પણ તેમના મનમાં અગ્નિ ધુંધવાતો હતો. મોતીલાલે વાત ફેરવી: 'કેમ ભાભી? ઠામ ફરી વાર કાઢયાં?'

'એ તો પાણી પડ્યું. અમારે તો ઘરમાં છોકરાંથીએ પાણી ઓટાય નહિ. કપિલાને શીખવતા હો, ઢચક ઢચક પાણી પીએ છે તે. મારો લાભુ તો એ જોઈને હસતો હતો.'

'હવે શીખશે, તમે છો નાં?'

'આજ કાલનાં કોઈનું માને નહિ તો.'

'તો એ લગાવી દેજો ને!'

'ના રે ભાઈ, સૌ સૌનું બાંધીને બેસે તો ય ઘણું છે. માથે પડશે એટલે સૌ શીખશે.'

મોતીલાલનું મન ખાટું તો થયું હતું, એટલામાં હેતુ નહિ છતાં અકસ્માત બોલાયલું મણીવહુનું વાક્ય જાણે કે, આંહીથી એને, જલદી રવાના કરવાનું સૂચક લાગ્યું.

સાંજે બન્ને ભાઈ જમવા બેઠા, કપિલા પીરસતી હતી.

બન્ને દેરાણી જેઠાણી બોલતાં હતાં તેમાં વિવેક હતો. પણ બન્નેની ભાષામાંથી ઉષ્મા ઊડી ગઈ હતી. બન્ને ભાઇઓ વાત કરતા હતા તે તો સાધારણ જ હતી. બન્ને છોકરાં એટલીવારમાં જ કાકીથી થાકી ગયાં હતાં. કપિલાનું મન રોવાની

તૈયારીમાં હતું. મણીવહુનું મન ચીડાવાની તૈયારીમાં હતું. ગોવિંદલાલને જીવનના થાક વખતે નાનાભાઈનું સાહસ—નોકરી છોડીને દુકાન કાઢવાનું—પોતાને હેરાન કરનારું લાગ્યું હતું. સાંજ પડી ન પડી ત્યાં સૌ એક બીજાથી થાકી ગયાં હતાં.

રાત્રે સુતાં સુતાં કપિલાએ ધીમેથી કહ્યું : ' મને આંહી સોરવતું નથી. તમે આંહી કેમ આવ્યા ? ' મોતીલાલે કહ્યું: 'બે દિવસ રહીને ચાલ્યા જઈશું.' કપિલા બોલી: 'કાલે જઇએ તો ?'

' ખરાબ લાગે. તું સમજે નહિ. '

બે દિવસ પછી સવારના વહેલા મળસ્કામાં મોતીલાલ ને કપિલા ટપામાં બેસીને ઉપડયાં ત્યારે લાભુ ને વીનુ બોલતા હતા: ' કાકી જરૂર આવજો ! જરૂર આવજો ! '

અને મણીવહુ ટપા પાસે ઊભા રહીને કહેતાં હતાં : ' બાપુ, સંભાળીને જજો, કાગળપતર લખજો—હવે બે દિ વધુ રોકાણું હોત તો શું ખાટું મોળું થઈ જાત—'

ટપો ચાલ્યો. સૌએ ' આવજો ! આવજો ! ' કરી મૂકયું.

વળાવીને પાછા ફરતાં ગોવિંદલાલ બોલ્યા : ' કપિલા પણ મુરખ લાગે છે.' મણીવહુએ સ્વભાવોચિત પ્રૌઢતાથી કહ્યું: ' બે ય સરખાં છે. '

ટપામાં કપિલા બોલી રહી હતી : ' આનાં કરતાં ન આવ્યા હોત— ' મોતીલાલે જવાબ વાળ્યા : ' ઠીક, પણ મળવા આવ્યા એમ કહેવાયું ને વાતની પણ ખબર પડી. '

ટપાની નીચે રસ્તાપરની કાંકરી કચરાઈ રહી હતી. ને મોતીલાલના અંતઃકરણમાં ન સમજાય એવો વિષાદ મૂકી જતી હતી. આ એ જ રસ્તો હતો જ્યાં બન્ને ભાઇઓએ સાથે રહી અનેક છોકરાઓ સાથે બાળપણમાં યુદ્ધ કર્યું હતું.

## એકલો પગી

સૂર્યોદય થઈ ચૂક્યો હતો.

ઊંચા બંગલાની એક ભીંત પર બે ચાર પોપટ બેઠા હતા. દૂર રસ્તાપર મોટરનો અવાજ સંભળાતો હતો. પાસે ઝાડનાં પાન ધીમા પવનથી ઝૂલી રહ્યાં હતાં. મોટા મેદાનના એક ખૂણા પર આવેલી પોતાની ઓરડીનું બારણું ખોલીને પગી માવદાન બહાર આવ્યો. એણે એક ધોતિયું પહેર્યું હતું. એક ઓઢયું હતું. એનું માથું ખુલ્લું હતું. અને હાથમાં લોટો હતો.

ઓરડી પાસે એક તરફ ત્રણ પથરાનો મંગાળો હતો. તેમાં દેવતા જળી રહ્યો હતો. માવદાને તેના પર તપેલી મૂકી પાણી રેડયું. પછી એક પડીકામાંથી ખાંડ નાખી, દેવતા સંકોરતો એ ત્યાં બેઠો. એની પીઠ મેદાન તરફ હતી. મેદાનને બીજે ખૂણે—પણ પગી માવદાનની નજર ન પડે તેમ—એક સુંદર મકાન હતું. એનું નામ કાંઈ ન હતું. પણ શિરોભાગના ત્રિકોણમાં '૧૯૯૪. A. D. ૐ.' એટલું લખ્યું હતું. એ લખાણને મકાનનું નામ કહી શકાય.

'૧૯૦૪ A. D.'માં—સમૃદ્ધ, સત્તાશીલ, શ્રીમંત કુટુંબ રહેતું હતું. માવદાન એનો ચોકીદાર હતો. એ કુંટુંબનું કોઇ માવદાનની ઓરડી પાસે આવતું નહિ. માવદાનની ઓરડી તરફ થોડે દૂર પાયખાનું હતું ત્યાં આવતાં દરેક નીચી દૃષ્ટિ કરીને ચાલતું કે માવદાનને ઊઠવું ન પડે. અથવા માવદાન

પર નજર ન પડે. અથવા રાતના ચોકીદારને દિવસે જોવો ન પડે. અથવા કંગાળ ઓરડી પર ઘૃણાભરી દૃષ્ટિ ફેંકવી ન પડે. ગમે તેમ માવદાનની ઓરડી તરફનું મેદાન અસ્પૃશ્ય હતું.

ત્યાં ચોમાસામાં અધેડા ઉગી નીકળતા. સાટોડાના વેલા ફેલાતા. એમાં બારે માસ સુકકું ઠુંઠા જેવું ખડ રહેતું. ને જંગલી ધંતૂરા ને આકડા અહીં તહીં ફૂટી નીકળતા.

સૂર્યોદય સમયે એ મેદાનમાંની કેડી પર શ્રીમંત કુટુંબનો કોઇ ને કોઇ માણસ બહાર નીકળતો—જરાક ટેલવા કે દિશાએ જવા. એટલે માવદાન હમેશાં મેદાન તરફ પીઠ કરીને બેસતો. આજે પણ માવદાન એમ જ બેઠો હતો. આકાશમાં ઉડતા પોપટ, સામેનાં ઝાડ, દૂરના મોટરના અવાજ એ સઘળામાંથી એને જીવંત સૃષ્ટિનો આનંદ મળતો. સૂકું વિશાળ મેદાન તો એની પીઠ પાછળ ઉદાસીન પડયું રહેતું.

એટલું મેદાન પૃથ્વીનો નિરસમાં નિરસ શુષ્ક કકડો હશે.

એ મેદાનમાંની કેડીએ ઉત્સાહ ભર્યો અવાજ સાંભળ્યો ન હતો. ઉલ્લાસ જોયો ન હતો. આનંદ—એટલા પ્રદેશમાં—દેશવટો ભોગવતો. એ કેડી પર કોઈ ચંચળ ચરણનાં નુપૂર બોલતાં નહિ. કોઈ સ્ત્રીની રસિક આંખ ફરતી નહિ. દિવસ ને રાત એ મેદાન એકલું અટુલું સૂકું પડયું રહેતું. ફક્ત સૂર્યોદય સમયે નીચાં નેણ ઢાળીને ધીમી વ્યવહારિક ચાલે જતો કોઇ પુરુષ કે ઉદાસીન સ્ત્રી દેખાતાં.

વધુમાં મેદાન એવું સુરક્ષિત હતું કે એમાં ગાય બકરું કે વાંદરું કોઇ પેસતાં નહિ. એવું ચોખ્ખું હતું કે ગધેડાને પણ બહિષ્કાર જ કરવો પડે. એટલું સૂકું હતું કે ઘાસનાં સુક્કાં ઠુંઠાં ચીકણાં મૂળિયાં જ યુદ્ધ ખેડી શકતાં.

નિત્યના ક્રમ પ્રમાણે પાણી ઉકળે એટલે પાણીમાં ચાની ભૂકી નાખવા માવદાન જતો હતો. એટલામાં એના કાનને અપરિચિત એવો કાંબીનો રણકો એણે સાંભળ્યો.

ઘણા દિવસે આટલો રસિક મધુર અવાજ સાંભળવા મળ્યો તેથી તેણે ઝડપથી પાછળ જોયું: સશક્ત, સુંદર ભરવાડણ એના ધાબળિયા વેષમાં શોભતી ત્યાં ઊભી હતી. સાથે નાની છોકરી હતી. માવદાને દૂધ લેવા લોટો આગળ ધર્યો.

'છોકરી, ઢબલી, આ કોણ?'

રાતો કસુંબલ, હાથીદાંતનો જાડો ચૂડો પહેરેલો, ભરવાડણનો માંસલ ગોરો હાથ દૂધ આપવા લંબાયો. ઢબલી જવાબ આપતી હતી:

'તમને ખબર નથી? મારા ભાઇની વહુ છે!'

'એમ?'

બીજી ક્ષણે એ ચાલી ગઈ.

માવદાનને પોતાની ચોકીદારની જીંદગીમાં પહેલી વખત લાગ્યું કે આ સૂકા મેદાનને આજે નવું જીવન જોવા મળ્યું.

ચાની ભૂકી નાખીને ઉકાળો નીચે મૂકી માવદાને દૂધ રેડયું અને ઓરડીમાં છાલિયું લેવા ગયો. પણ આજે એના એકધારા સૂકા, શુષ્ક યંત્ર જેવા જીવનમાં એક પછી એક ચમત્કાર થવાના હતા. એ બહાર આવ્યો ત્યારે એના ફળીમાં આધેડવયની એક સુંદર બાઈ ઊભી હતી. માવદાન તેને ઓળખી શકયો નહિ. કારણ કે તેણે શેઠાણી, શેઠના દીકરાની વહુ, દીકરી, આયા—સૌને ઘણે દૂરથી અને તે પણ નીરખીને જોયાં ન હતાં. એ આ મેદાનમાંથી બહાર જતો; એને માટે—અને નોકરો માટે એક જુદું બારણું હતું. ભંગી માટે

એના કરતાં પણ જુદું હતું. નોકરો માટે ચોરસ હતું. ભંગી માટે લંબચોરસ હતું. એટલે કોઇ દિવસ અકસ્માત એમાંના કોઈ પર તેણે દૃષ્ટિ પણ ફેરવી ન હતી. એને કોઇએ કોઈ દિવસ બોલાવ્યો ન હતો. કારકુન એને ઇનામ આપતો, કારકુન એને ધમકાવતો, કારકુન એને કામ સોંપતો. '૧૯૦૪ . D.' ના રહેવાશીઓને મન એ રાતે ફરનારો એક માણસ હતો. એટલે માવદાન જાણી શક્યો નહિ કે કોણ ઊભું છે. એને ખબર ન પડી કે શું કરવું. એણે યંત્રવત ઓઢેલું ધોતિયું માથે બાંધી લીધું. અને તેથી શરીર ખુલ્લું થયું છે એ ભાન વિના જ તેણે સીધે હાથે સીધી સલામ કરી.

સામે ઊભેલી બાઈ એની ગભરામણ જોઈને હસી.

માવદાન વધુ મૂંઝાયો. શરીર ઉઘાડું છે એ ભાન મોડું મોડું થતાં મૂંઝવણ વધી. પહેરેલા ધોતિયાનો અરધો કકડો વાંસા પર લપેટયો—પણ એથી એનો વેષ વધારે કઢંગો બન્યો. એની મૂંઝવણ જોઇને બાઈ આગળ વધી:

'તમે આંહીં ચોકીદાર છો?'

માવદાને આટલાં વર્ષમાં પહેલી જ વાર આ શબ્દ પોતાના અન્નદાતા જેવા મોટા માણસને મોંએથી સાંભળ્યા.

'જી, હજુર, હું આંહી ઘણું થયાં ચોકી ઉપર છું!'

'ઘણું થયાં?!'

'જી, હજૂર!'

'ઓરડી પાસે આટલી જમીનમાં પપૈયાં, લીંબુડી, કરેણ એવું એવું વાવતા હો. ન થાય?'

માવદાને કલ્પનામાં શુષ્ક મેદાનને નવપલ્લવિત થતું જોયું. કોઇએ એને આ કહ્યું ન હતું. એને સૂઝયું ન હતું.

'બહુ સરસ થાય.'

'ત્યારે વાવો, વાવો, બહુ મજા પડશે!'

એટલામાં બંગલા પરથી સાદ સંભળાતા હતાઃ 'એ ચંપાબેન! ચંપાબેન! . . .

'હો!'

ચોકીદારને એક નામ પણ મળ્યું: 'ચંપાબેન!' ચંપાબેન ચાલ્યાં ગયાં. પાછું મેદાન હતું તેવું ને તેવું થઈ રહ્યું. પણ માયાથી આપેલી કલ્પનાએ માવદાનને ઉત્સાહ આપ્યો. એણે પોતાનો નાનો પણ સુંદર બગીચો બનાવ્યો. જલદી ઉગી નીકળે તેવા ફુલછોડ વાવ્યા. માંડવા જેવું કર્યું: વેલ ચઢાવી. એટલી જમીનને શણગારી દીધી. પણ પછી કોઇ દિવસ કોઈ આવ્યું નહિ. એ પૂછે પણ કોને?

એક દિવસ ધ્રૂજતાં ધ્રૂજતાં એણે કારકુનને વાત કરીઃ 'સા'બ મારા બગીચામાં ચંપાબેન એક વખત આવે!'

ચોકીદારે દારૂ પીધો છે કે શું એ નક્કી કરવા કારકુને એના તરફ જોયું: 'ચંપાબેન?—ચંપાબેન કોણ?'

'કેમ સા'બ ચંપાબેન!—

'ભાંગબાંગ ચડાવી છે?'

પાસેથી ચાલી જતી આયા હસી પડી. 'અરે! ચંપાબેન—પેલાં—સુરતવાળાં મહેમાન આવ્યાં હતાં, છ આઠ મહિના પહેલાં તેની વાત કરે છે!'

બધા હસવા માંડયા.

'ભલે ચંપાબેન આવશે ત્યારે કહીશું. મહેમાન થઇને આવે ત્યારે તારા બગીચામાં આવવાનું કહીશું.' કારકુનના અવાજમાં ચોખ્ખી મશ્કરી હતી.

માવદાનને હવે ભાન આવ્યું કે ચંપાબેન કોઈ મહેમાન હતાં. તે કાંઇ બોલ્યો નહિ. પાછો ફરી ગયો. અને ગુપચુપ પોતાની ઓરડી તરફ ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં પેલા સૂકા મેદાન તરફ વાંસો વાળીને મંગાળા પાસે બેઠો બેઠો માવદાન ચા તૈયાર કરતો હતો—પહેલાં જે રીતે કરતો હતો તે જ રીતે.

## વરની પસંદગી

પાનખર ઋતુની આથમતી સાંજ હતી. આકાશમાં અકસ્માત આવેલાં વાદળાંઓએ એને તેજ વિનાની અને ઉદાસી કરી મૂકી હતી. નાની સરખી બારીમાંથી થોડું ઝાંખું અજવાળું ઘરના એક ખૂણામાં પડતું હતું. શરમથી મોં નીચું ઢાળીને, જીવનનો સઘળો રસ જાણે કાનને આપીને, બારતેર વર્ષની એક કન્યા ત્યાં ઊભી હતી. તેણે વાળ ઓળ્યા હતા; કપાળમાં ચાંલ્લો કર્યો હતો; મોંએ શરમની રેખાઓ પડી હતી.

બહાર ઓશરીમાં ભાંગેલી ખુરશી પર એની મા બેઠી હતી. અર્ધ ભાંગેલી ખુરશી પર એનો બાપ બેઠો હતો. એક ન ભાંગેલી ખુરશી કોઈ આવે તેને માટે રાખી હતી. ખડકીનું બારણું ખખડયું.

'એ . . . આવ્યા ! કમુ ! ચા મૂકજે તો . . .'

બોલનારના શબ્દો અધૂરા રહ્યા. અકસ્માત આવી ચડેલી એક ગાય ખડકીમાં ડોકું કરીને ઊભી હતી.

'અરે, હો, હો, જો ને, જો તો . . .'

ગુમાવેલી તકની પેઠે ફળીમાંથી ગાય ગુપચુપ પાછી ફરી ગઈ. પણ બીજી ક્ષણે પાછો જોડાનો ખખડાટ થયો. માણસનો અવાજ સંભળાયોઃ ચોક્કસ ભાવિ જમાઈ આવે છે, એમ ધારી માએ ઉતાવળે સાદે અવાજ કર્યોઃ 'એ . . . આવો ! આવો !'

તારનો પટાવાળો આવી ચડ્યો: ‘ ગુણવંતરાય વકીલનું ઘર આ ? ’

માએ જવાબ વાળ્યો: જવાબમાં તોછડાઈ ભરેલી ઉતાવળ હતી: ‘ આંહી નહિ ભાઈ, ચોથું ઘર. ’

‘ ડાબું કે જમણું ? ’

ઉઘાડા રહેલા બારણામાંથી માની નજર શેરીમાં પડી. ત્યાં પીળાસાફાવાળો એક જુવાન આવતો દેખાયો.

‘ એ . . . આવ્યા ! ’ મા બોલી ઊઠી.

‘ કોણ ? ગુણવંતરાય વકીલ ? ’ પટાવાળાએ પ્રશ્ન કર્યો.

જમીન ઉપરથી ઊંચી નજર કરીને કન્યાએ જરાક બહાર જોયું. અને તે તરત પાછું નીચું જોઈ ગઈ.

‘ ના ભાઈ, ના. ’ મા જવાબ વાળતી હતી: ‘ આ તો અમારા મહેમાનની વાત છે. તમે જાઓને. ’

‘ કઈ બાજુ જાઉં ? ડાબો કે જમણો ? ’

‘ જ્યાં તમને ફાવે ત્યાં. ’

‘ મારે ગુણવંતરાય વકીલના ઘર તરફ જવું છે. ’

‘ જાઓ, જમણી બાજુ, ચોથું ઘર. ’

પટાવાળો ચાલ્યો ગયો.

એટલામાં બારણામાં પેલા જુવાને પ્રવેશ કર્યો. અકસ્માત આવી પડેલી સમૃદ્ધિ જેવો ભ્રમ ભરેલો એનો વેષ હતો. માથા ઉપર પીળો સાફો હતો. કેશ ઓળેલા હતા. મોં ફિક્કું, પીળું, લાલસા ભરેલું હતું. રાતના ઉજાગરે આંખ થાકેલી હતી. મોંમાં ચાવેલું ને ચવાતું પાન હોઠને લાલ કરી રહ્યું હતું.

‘ આવો આવો ! ’

તે આવ્યો. ધીમે પગલે નહિ: અવાજ કરતા બૂટ

સાથે. પાસે ખુરશી પર બેઠો. બાપ બોલ્યાઃ ‘ તમારી રાહ બહુ જોઈ.’ મા બોલીઃ ‘ ક્યારના રાહ જોતા હતા. કીધું વખતે ઘર ભૂલી જાશે.’ ભાવિ વર બોલ્યોઃ ‘ ના રે ! ઘર ભૂલું ? તમે બરાબર બતાવ્યું હતું ને !’

તેનો સાદ થાકેલો, ઝીણો, પરાણે નીકળતો હતો. કન્યાએ એક ઘડીભર ઊંચે જોયું ને પછી તરત નીચાં નેણ ઢાળી ગઈ.

નીચે નમેલી એ દષ્ટિમાં પાનખર ઋતુની શૂન્યતા હતી. આથમતી સંધ્યાની ઉદાસીનતા હતી.

ચુપચુપ ભાવિ વરે પણ તે તરફ દષ્ટિ કરી. એ દષ્ટિ સૌન્દર્યની મશ્કરી કરવા ટેવાયલા માણસની હતી. લાલસા ભરેલા વૃદ્ધ જુવાનની હતી.

પ . . ણ . . એ સૌન્દર્ય હતું. આ સૌન્દર્યસ્વામી હતો. એ ભાવિ વહુ હતી; આ ભાવિ વર હતો.

એટલામાં મા બોલીઃ ‘ કમુ ! પાણી તો લાવ.’

હથેળીમાં મૂકેલો જળનો લોટો—જી વ ન ર સ થી છ લ-કા તા પા ત્ર જે વો—લઈ ને તે આવી.

શરમ ભરેલે પગલે તે બહાર આવી. સૌન્દર્ય ભરેલે પગલે પાછી ગઈ. શરમાતી હતી માટે વધુ સુંદર હતી કે વધુ સુંદર હતી માટે શરમાતી હતી એ કહેવું મુશ્કેલ હતું.

પછી વરે પાણી પીધું. એક કોગળો બહાર ફળીમાં કર્યો. બીજું પીધું; ઢ ચ ક, ઢ ચ ક, ઢ ચ ક.

વળી મા બોલીઃ ‘ કમુ હવે ચા લાવ.’

‘ ના હું ચા પીતો નથી.’

‘ તો પાનસોપારી ! . . .’

પાછી કમુ બહાર આવી. આ વખતે મોં પર ઉદાસીન

સૌન્દર્યની કવિતા લખાઈ ચૂકી હતી.

'હમણાં તમારી કંપની રહેવાની છે?' માએ પૂછ્યું. એ નાટકમાં નોકર હતો. સ્ત્રી પાઠ કરતો હતો.

'હાસ્તો.' તેણે જવાબ વાળ્યો.

'ત્યારે તો વારંવાર આવતા હો–દરરોજ સાંજે આંહી ચાલ્યા આવીએ.'

'હવે તો ચોક્કસ આવીશ.'

એટલું બોલીને એ બેઠો થયો. અને આવ્યો હતો તેવી જ રીતે પગરખાંનો અવાજ કરતો, પાનની પીચકારી મારતો ચાલતો થયો.

મા બોલી: 'કમુ, જા તો, બારણું ઠસાવી આવ તો, ગાય આવશે.'

કમુ એની પાછળ ચાલી.

બારણામાંથી નીકળીને એ બહાર ચાલ્યો ગયો હતો. પણ હજી શેરીમાં ધીમે પગલે, અને એના કરતાં પણ ધીમે હૃદયે અને વધુ તો રસળતી દૃષ્ટિએ ચાલી રહ્યો હતો.

એ આગળ ચાલતો હતો. પણ એની દૃષ્ટિ પાછળ હતી. બારણું વાસવા આવેલી કમુ પર ચોંટી હતી. કદાચ લાલસા ભરેલું હસવાની તૈયારી કરીને જ એ રસળતી દૃષ્ટિ જરીક થોભી હતી. એટલામાં 'ઓય માડી રે!' કહીને કમુ બારણા પાસેથી ખસી ગઈ.

પાસેની શેરીમાંથી એક ગારુડી આવી રહ્યો હતો.

એના હાથ પર ધોળાં ભૂરાં ટપકાવાળો સાપ વિંટાયલો હતો. ગળે મોટો નાગ લટકતો હતો. અગ્નિની જ્વાળા જેવી એની કાળજીભ વારંવાર દેખાતી હતી. એ ભયંકર તેજસ્વી

આંખો ચકચક થતી હતી.

'ઓય માડી રે!' કહીને કમુ ખસી ગઈ.

'અરે! જોને, જોને, કેવો છે!' કહીને માએ દોડીને કમાડ વાસ્યું. કમુની આગળ પોતે ઉભી રહી. 'જા, ભાઈ જા, આંહીં કોઈને ખેલ જોવો નથી.' કમુની નજર આગળથી બન્ને છૂપાઈ ગયાઃ ગારુડી—અને પીળા સાફાવાળો જુવાન!

'અરે, મૈયા! જરા દેખીએ-નાગદેવતા કા ચમત્કાર સૂનીએ . . .'

પણ માએ ગારુડીનું સાંભળ્યું નહિ. 'જા, જા,' કહીને બારણાને સાંકળ ચઢાવી તે પાછી વળી. માને બારણું ઢસાવતી જોઈને કમુએ છૂટકારાનો શ્વાસ લીધો. શેરીમાંની કેટલી બધી ઘૃણાસ્પદ વસ્તુઓ એની જનેતાએ એની આંખ સામેથી દૂર કરીઃ ગારુડી, સાપ, અને . . . અને . . . પેલો જુવાન!

'માડી! ભોરંગ કાંઇ મોટો છે—કમુ! બીની તો નથી નાં!'

'અરે, ના રે . . .'

અને પછી હમેશના ક્રમ પ્રમાણે દિવસ પૂરો થયો. કન્યાને તે દિવસની સ્મૃતિમાં પીળી પાઘડી અને ફીક્કી લાલસા ભરેલી આંખ—માત્ર એ જ યાદ રહ્યાં.

અંધારું થયું. દીવો હોલવાઈ ગયો. કૂતરાં ભસતાં રહી ગયાં. શાંતિ થઈ. અવાજ બંધ પડ્યા. માત્ર બારીમાંથી આવતો ચંદ્રનો ઉજાસ એકલો રહ્યો. ત્યારે મા ધીમે અવાજે બોલીઃ 'કમુ! તું નશીબદાર છે હો! તારા વરને તો બહુ પગાર મળે છે. ઘરેણાં ખૂબ માગજે ડાહીલી!'

એક આછા વાદળથી ચંદ્રમા ઢંકાઈ ગયો હતો. કમુ કાંઇ બોલી નહિ.

વળી મા બોલી: ‘ શું પણ માડી ! ફેશન વધી છે, જોને, તારા વરે સોનાની ઘડિયાળ બાંધી'તી !’

થોડેક આઘે કૂતરૂં ભસ્યું. કેટલેક દૂર ઘૂવડ બોલ્યું. કમુ કાંઇ બોલી નહિ.

‘ બોલતી કેમ નથી મીંઢી–? ’

પણ કમુ શાંત રહી. અત્યંત ઊંડી ઉપેક્ષાવૃત્તિ શબ્દ વિના જ બરાબર દેખાડી શકાય છે. પણ માને ખબર ન હતી કે એ મૌનમાં ઊંડી ઉપેક્ષા ભરેલી છે. થોડીવાર કોઈ બોલ્યું નહિ.

અંતે મૃત્યુની નિશાની જેવી ઘોર શાંતિ વ્યાપી ગઈ.

અરધી રાતે કમુ સ્વપ્નામાંથી જાગી ત્યારે જાણે હજી તેની નજર સમક્ષ તે–ભાવિ વર–ઊભો હતો. પીળું શરીર, પીળા કેશ, પીળી આંખો એવો–મૃત્યુની પ્રતિકૃતિ જેવો. ઊભો ઊભો એની સામે જોતો હતો. એના જોવામાં ભયંકર ઝેર ભરેલી એકલી લાલસા હતી. એની ડોક ઉપર લીલો નાગ લટકતો હતો. નાગની લાલ સિંદુરિયા રંગની બે આંખો કમુને જોઈ રહી હતી. અને એની અગ્નિશિખા જેવી જીભ વારંવાર બહાર નીકળતી હતી. કમુના હાથને અડવા–કમુને હોઠે ચુંબન કરવા તે આગળ સરક્યો. એનું મોં, મોં સામે આવ્યું. સિંદુરિયા આંખોમાં ભરેલી લાલસા સળગી ઊઠી. લીલુંકાચ વિષમય શરીર–કમુની દેહલતાને વિંટાયું અને એનો ઠંડો અત્યંત ઠંડો–ભયંકર રીતે ઠંડો સ્પર્શ–જીવન હણી રહ્યો, ત્યારે કમુ ઊંઘમાં ને ઊંઘમાં જોરથી બૂમ પાડતી હતી: ‘ મા ! મા ! ગારુડી નહિ–ગારુડી નહિ–ગારુડીનો નાગ નહિ–પેલા પીળા સાફાવાળાનો લીલો નાગ– ’

‘ મા ! તું આડે ઉભી રહે ! ’

'મા ! તું બારણું ઠસાવી દે'

'મા તું–તું– . . . તું'

અને પોતાના અવાજથી પોતે જાગી ત્યારે એને આખે શરીરે પરસેવો વળી ગયો હતો. લીલો નાગ ડોકે પહેરીને પેલો પીળો માણસ . . .

એની સામે ન જોવાયાથી કમુ આંખો મીંચી ગઈ.

ઊંડી ગ્લાનિ ને વેદનાથી એણે એક વખત 'મા !' એમ મોટેથી સાદ પણ કર્યો. પણ એની મા સૂઈ ગઈ હતી; બાપ બહાર ઓશરીમાં નિદ્રામાં પડયો હતો.

અનાથના આંસુની મૂર્તિ હોય એવી એ ચારે તરફથી ઓઢીને ચુપચુપ સૂઈ ગઈ.

'મા !' કમુ હજી સ્વપ્નામાં બોલતી હતી; એ સ્વરમાં સૌન્દર્યનું રુદન હતું. મૃત્યુ પામેલી આશાનું શોક–ઘેરું ગીત હતું.

સવારે ઊઠી ત્યારે એની કાંતિ ચીમળાએલા જૂઈના ફૂલ જેવી બની ગઈ હતી.